કબીરપંથ સમાજ સેવા ટ્રસ્ટ
(પંચમહાલ, દાહોદ, મહીસાગર જીલ્લા)
દ્વારા પ્રકાશિત
સદ્‌ગુરૂ કબીર સંદેશ
(ત્રિમાસિક પત્રિકા)
દીપોત્સવી
વિશેષાંક
બારમું વર્ષ - ૨૦૨૨, અંક - ૪૮
ઓકટોબર - નવેમ્બર - ડીસેમ્બર - ૨૦૨૨
વાર્ષિક લવાજમ* : રૂા. ૧૨૦/- આજીવન લવાજમ રૂા. ૨૫૦૦/-

॥ સત્યનામ ॥

પ.પૂ. મહંતશ્રી ૧૦૮ સેવાદાસજી સાહેબ

રૂમાનભાઇ માવજીભાઇ સંગાડા

## જીવન ઝરમર

| | | |
|---|---|---|
| જન્મ | : | ૧૯૩૨માં વાંસીઆ, તા. સંજેલી |
| | | ત્રણ ભાઇઓ પૈકી સૌથી નાનાભાઇ |
| મૂળનામ | : | રૂમાનભાઇ માવજીભાઇ સંગાડા |
| અભ્યાસ | : | ઓલ્ડ એસ.એસ.સી. |
| નોકરી | : | પ્રથમ પંચાયત સેક્રેટરી ૧૯૫૮ થી પછી તલાટી કમ મંત્રી, |
| | | ત્યારબાદ પ્રમોશનથી વિકાસ ગ્રામ સેવક |
| સાધુ જીવનની શરૂઆત | : | ૧૯૮૯માં નિવૃત્તિ બાદ |
| | | ભક્તિ ભાવ અને ભજનમાં પહેલેથી રસ |
| મહંતશ્રી પદવી | : | વર્ષ ૨૦૦૬માં ૧૦૮ મહંતશ્રી સેવાદાસજી સાહેબ ગુ. શ્રી વિશ્રામદાસજી સાહેબ |
| હાલમાં | : | કબીર મંદિર વાંસીઆના મહંતશ્રી |

## કૌટુંબિક સ્થિતિ

| | | |
|---|---|---|
| પત્ની | : | રેવાબા ૧૯૮૦માં અવસાન |
| સંતાન | : | ત્રણ દીકરાઓ |
| | | ચીમનભાઇ (નિવૃત્ત અધિક કલેકટરશ્રી) |
| | | રમેશભાઇ (નિવૃત્ત તલાટી કમ મંત્રી) |
| | | સુરસીંગભાઇ (મહંત સરયુદાસજી સાહેબ) હાલમાં પ્રા. શિક્ષક |
| દીકરીઓ | : | કમળાબેન, સવિતાબેન, ઉર્મિલાબેન, ઉષાબેન (તમામ સાસરે છે.) |
| પુત્ર વધુઓ | : | કાંતાબેન, ભાનુબેન, ઉર્મિલાબેન |
| પૌત્રો | : | સુનિલકુમાર, નિતિનકુમાર, ચિરાગકુમાર, વિરલકુમાર |
| પ્રપૌત્રો | : | જયવીર, દેવાંશ, દિવ્યમ, વેદ |
| પ્રપુત્ર વધુઓ | : | ઇલાબેન, નિલમબેન, માર્ગીબેન |
| પ્રપૌત્રીઓ | : | વસંતીબેન, અંજનાબેન, અલ્કાબેન, શિલ્પાબેન, નિશાબેન, તેજલબેન |

॥ સત્યનામ ॥

કબીર પંથ સમાજ સેવા ટ્રસ્ટ (પંચમહાલ-મહીસાગર-દાહોદ જિલ્લા) દ્વારા પ્રકાશિત

# સદ્ગુરૂ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા)

## વર્ષ બારમું, અંક : ૪૮, ઓકટોબર - નવેમ્બર - ડીસેમ્બર ૨૦૨૨

### વાર્ષિક લવાજમ રૂ. ૧૨૦/- આજીવન સભ્ય રૂ. ૨૫૦૦/-

॥ સત્યનામ ॥

## સભ્ય ગ્રાહકમિત્રો માટે

- સદ્ગુરૂ કબીર સંદેશ ત્રિમાસિક પત્રિકા છે દર ત્રણ મહિને પ્રગટ થશે.
- કોઈપણ અંકથી સભ્ય – ગ્રાહક બની શકાશે.
- વાર્ષિક લવાજમ જ સ્વીકારવામાં આવશે.
- સભ્ય ગ્રાહકમિત્રોએ સભ્ય બનવા માટે તાલુકા મુખ્ય સંયોજકશ્રીનો સંપર્ક સાધવો.
- સભ્ય ગ્રાહકમિત્રોએ પત્રવ્યવહારમાં પોતાનું પુરેપુરુ સરનામું નોંધાવવાનું રહેશે. જેમાં પીનકોડ નંબર અવશ્ય લખવો.
- સદ્ગુરૂ કબીર સંદેશ અંક ઉપર સભ્ય ગ્રાહક નંબર લખવામાં આવશે જે નોંધી લેવાનો રહેશે.
- સભ્ય ગ્રાહકમિત્રોને અંક ન મળે તો તાલુકા મુખ્ય સંયોજકશ્રીને પ્રથમ જાણ કરવી.
- વિશેષ માહિતી માટે સંપાદકશ્રી/તંત્રીશ્રીને પત્રવ્યવહાર કરવાનો રહેશે.

## લેખક/કવિ મિત્રો માટે

"સદ્ગુરૂ કબીર સંદેશ" બહુજન કલ્યાણકારી વિચારધારા પત્રિકા છે. તે ધ્યાનમાં રાખી ધાર્મિક અને સામાજિક જીવનને સ્પર્શતા લેખો, સદ્ગુરૂ સંત મહિમા, સદ્ગ્રંથાવલી, પર્વ માંગલ્ય, ઉત્સવ ઉજવણી, પૂર્ણિમા તથા અન્ય વ્રતોનું માહાત્મય, પ્રાસંગિક પર્વ, ઘટના, જુદા જુદા ધર્મસંસ્થાનો અને તીર્થ પરિચય અને તેનું મહત્વ, સુસંસ્કાર, બાલ સંસ્કાર, યુવા જાગૃતિ, મહિલા ઉત્કર્ષ, સંત ચરિત્ર, સંતોના જીવન પ્રેરક પ્રસંગ, દષ્ટાંત–બોધકથાઓ, મહાત્માઓના સત્સંગ વચનો, જુદા જુદા ધર્મ–પંથના ધાર્મિક ગ્રંથો, સ્થાપકોનો પરિચય, ધાર્મિક પ્રતિકો અને પૂજા પદ્ધતિ, આધ્યાત્મિક તત્વજ્ઞાન, ભજન, સાખી, ધૂન, રાષ્ટ્ર પ્રેમ, ચિંતન, વિસરાતો વારસો, વ્યસન મુક્તિ, આર્યુવેદિક ઉપચાર, જુદા જુદા આશ્રમો તથા સેવા એકમોની પ્રવૃત્તિઓ લખીને સંપાદકશ્રી/તંત્રીશ્રીને નીચેના સરનામે મોકલવા વિનંતી છે.

**ખાસ સૂચના :**

લેખક/કવિ મિત્રોએ ભજન, સાખી, ધૂન, કવિતા, લેખ હાંસિયો પાડીને એક જ બાજુએ સુવાચ્ય અક્ષરે જોડણી દોષ રહિત લખવાનો રહેશે.

મૌલિક વિચારો – ચિંતનને પ્રાધાન્ય આપવું, અથવા કોઈ કૃતિમાંથી સંપાદન કર્યું હોય તો કૃતિ નામ અને પાન નંબર કૌંસમાં અવશ્ય લખવાનો રહેશે. કોઈ પણ લેખ સ્વીકારવો કે ન સ્વીકારવો કે ક્રમશઃ લેવો તેનો સંપાકદ મંડળને સંપૂર્ણ અધિકાર રહેશે. કોઈપણ ધર્મ–મત–પંથ–ગુરૂઆદીની અવગણના કે આલોચનાત્મક લખાણ અસ્વીકાર્ય રહેશે. લેખકો/કવિઓના મંતવ્યો સાથે સંપાદક મંડળનું સહમત હોવું એ આવશ્યક નથી. કોઈપણ લેખ/કૃતિ નીચેના સરનામે મોકલવાની રહેશે.

સંપાદકશ્રી
**મહંત શ્રી છગનદાસજી સાહેબ**
શ્રી કબીર મંદિર, મુ પો. જેસાવાડા, તા. ગરબાડા, જી. દાહોદ
મો. ૯૬૬૪૬૫૯૧૦૨

તંત્રશ્રી
**મહંત શ્રી સરયુદાસજી સાહેબ**
વાંસિયા, તા. સંજેલી, જી. દાહોદ
મો. ૯૮૭૯૬૮૫૨૩૩

॥ સત્યનામ ॥

# કબીર પંથ સમાજ સેવા ટ્રસ્ટ (પંચમહાલ, મહીસાગર, દાહોદ જિલ્લા)

॥ સત્યનામ ॥

# ટ્રસ્ટી મંડળ – કારોબારી સમિતિ

| ક્રમ | નામ / સરનામું | હોદ્દો | મોબાઈલ |
|---|---|---|---|
| ૧. | મહંતશ્રી દયાનંદદાસજી ગુરૂ શ્રી બાપુદાસજી સાહેબ<br>કબીર સેવાશ્રીમ, કંબોઇ, તા. લીમખેડા, જી. દાહોદ | અધ્યક્ષ | મો. ૯૪૨૬૩૫૮૩૧૬ |
| ૨. | શ્રી માનસિંહભાઇ ભાભોર સાહેબ (ગુરૂજી)<br>માંડલી, ઝાલોદ, જી. દાહોદ | કાર્યકારી અધ્યક્ષ | મો. ૮૯૭૯૨૩૮૭૫૩ |
| ૩. | મહંતશ્રી પુરૂષોત્તમદાસજી ગુરૂ શ્રી રામસ્વરૂપદાસજી સાહેબ<br>કબીર આશ્રમ, મુ. પો. લુણાવાડા, જી. પંચમહાલ | ઉપાધ્યક્ષ | મો. ૯૯૨૪૦૪૨૩૯૩ |
| ૪. | મહંતશ્રી કમલદાસજી ગુરૂશ્રી મુકુંદમણિનામ સાહેબ<br>સંતરોડ, તા. મોરવા(હ), જી. પંચમહાલ | ઉપાધ્યક્ષ | મો. ૯૦૧૬૪૮૯૯૯૩ |
| ૫. | મહંતશ્રી સુમરણદાસજી ગુરૂશ્રી મુકતજીવનદાસજી સાહેબ<br>કબીર મુકતાશ્રમ, કેલીયા, તા.દેવગઢ બારીઆ, જી. દાહોદ | ઉપાધ્યક્ષ | મો. ૯૯૭૯૩૫૬૪૦૧ |
| ૬. | શ્રી જાલુભાઇ કે. પારગી સાહેબ<br>મુ. વાંગડ, તા. ફતેપુરા, જી. દાહોદ | ઉપાધ્યક્ષ | મો. ૬૩૫૯૦૨૩૫૮૮ |
| ૭. | મહંતશ્રી છગનદાસજી ગુરૂશ્રી ગૌતમદાસજી સાહેબ<br>શ્રી કબીર મંદિર, મુ. પો. જેસાવાડા, તા.ગરબાડા, જી.દાહોદ | મહામંત્રી | મો. ૯૬૬૪૯૫૯૧૦૨ |
| ૮. | મહંતશ્રી પ્રકાશદાસજી ગુરૂશ્રી બાપુદાસજી સાહેબ<br>ભામૈયા, તા. ગોધરા, જી. પંચમહાલ | સહમંત્રી | મો. ૯૫૩૭૩૦૪૮૦૭ |
| ૯. | મહંતશ્રી ચંદનદાસજી ગુરૂશ્રી પ્રિતમદાસજી સાહેબ<br>રણધીકપુર, તા. લીમખેડા, જી. દાહોદ | સહમંત્રી | મો. ૯૯૦૯૮૫૦૮૫૪ |
| ૧૦. | સંતશ્રી દયાલદાસજી ગુરૂશ્રી જ્ઞાનીદાસજી સાહેબ<br>વેડ, તા. ધાનપુર, જી. દાહોદ | સંગઠન મંત્રી | મો. ૯૦૯૯૧૩૦૬૬૯ |
| ૧૧. | સંતશ્રી નિર્મલદાસજી ગુરૂશ્રી વિશ્રામદાસજી સાહેબ<br>ભોજેલા, તા. ફતેપુરા, જી. દાહોદ | સંગઠન મંત્રી | મો. ૯૮૨૪૦૮૩૬૦૩ |
| ૧૨. | શ્રી સાનતસિંહ પટેલ સાહેબ<br>ભામૈયા, તા. ગોધરા, જી. પંચમહાલ | સંગઠન મંત્રી | મો. ૯૪૨૮૧૫૭૫૦૦ |
| ૧૩. | મહંતશ્રી માવાદાસજી ગુરૂશ્રી ધીરજદાસજી સાહેબ<br>અસાયડી, તા. દેવગઢ બારીયા, જી. દાહોદ | સંગઠન મંત્રી | મો. ૯૯૯૮૦૦૮૧૭૦ |
| ૧૪. | મહંતશ્રી સેવાદાસજી ગુરૂશ્રી વિશ્રામદાસજી સાહેબ<br>વાંસિયા, તા. સંજેલી, જી. દાહોદ | કોષાધ્યક્ષ | મો. ૯૯૧૩૬૩૮૮૪૨ |
| ૧૫. | સંતશ્રી સ્નેહીદાસજી ગુરૂશ્રી જ્ઞાનીદાસજી સાહેબ<br>પીપળી, તા. લીમખેડા, જી. દાહોદ | કોષાધ્યક્ષ | મો. ૯૪૨૯૮૫૨૭૭૮ |

# સદ્‌ગુરૂ કબીર સંદેશ - અનુક્રમણિકા

॥ સત્યનામ ॥

# મંગલાચરણ – વંદના

## મંગલા ચરણ

નમ : સદ્ગુરૂ દેવાય નમો મંગલ રુપિણે।
નમઃ સત્યસ્વરૂપાય કબીરાય નમોનમઃ।
શાન્તાકારમશેષ સદ્ગુણાયુતં ચન્દ્રાવધત પ્રભુમ।
લોકાતીત મહોદયં સુખકરં જ્ઞાનૈકગમ્યં પ્રભુમ।
ધ્યાનેનાખિલ પાપતાપ હરણં પ્રાજ્ઞૈ સમીપ્યં સદા।
વન્દેહં કરુણાકરં ગુરૂવરં કબીર માન્ન્દમ્॥

શાંત સ્વરૂપ, સંપૂર્ણ સદ્ગુણોથી યુકત, ચંદ્રમાની સમાન નિર્મળ, કાંતિવાળા, સમગ્ર લોકોથી અધિક મહિમાવાળા, સુખકારી, જ્ઞાનમાત્રથી પ્રાપ્ત થવા યોગ્ય, સર્વ સમર્થ, ધ્યાન ધરવાથી સમસ્ત પાપો અને નાથો હરણ કરવાવાળા, વિદ્યાનોથી સદા સ્તુતિ કરવા યોગ્ય પરમ આનંદ આપનારા, કરુણાના સાગર એવા સદ્ગુરૂ કબીર સાહેબને વંદન–બંદગી કરું છું.

## વંદના
## ધનધન સદ્ગુરૂકી બલિહારી

ધનધન સતગુરૂકી બલિહારી પાયો મેં નામ પ્રેમ હિતકારી।
પરમ સદ્ગુરૂ મથુરા મેં આપે તારેહેં ગોકુલ ગોપ ગુવાલે।
વિપ્રમધુકર લોક પઠાયે, કાલ રહયો ઝખ મારી।
ડૂબત બોહિત શાહ દામોદર ઉનકો ઉદિત ઉબારી।
સર્પ ડસ્યો રાણીકો જબ હી વિષ નિર્વિષ કર ડારી।
કાશીમેં હાંસી કરાવત ડોલે સંગ લઇ ગનિકા મતવારી।
હરિકો પંડા જરત ઉબારે આપને ચરણ જલ ઢારી।
બાલદી લાયે જબ કેસો આપહી હાંક મુરારી।
ભક્ત બુલાયે મહોત્સવ કિન્હો, કછું ન રાખ્યો ગ્રહચારી।
માતા હાથી આન ઝુકાયે, ઐસી કષ્ટ સબ ટારી।
સતગુરૂ શરણે જો જીવ આવે કહા નર કહા નારી।
સાહેબ કબીર મિલે મોહિ સતગુરૂ સબકે લિયો હૈ ઉબારી।

# સંપાદકીય

કબીરપંથ સમાજ સેવા ટ્રસ્ટ (પંચમહાલ-દાહોદ-મહીસાગર જિલ્લા) દ્વારા પ્રકાશિત સદ્‌ગુરૂકબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા) ના મુખ્ય પ્રણેતા પ. પૂ. મહંતશ્રી પ્રિતમદાસજી સાહેબ, કબીર સમાધિ મંદિર માંજલપુર-વડોદરના અથાક પ્રયત્નથી જાન્યુઆરી-૨૦૧૧થી સદ્‌ગુરૂ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા) બારમા વર્ષ-૨૦૨૨ અંક-૪૫, ૪૬, ૪૭ સુધી અવિતર ચાલી છે.

પ. પૂ. મહંતશ્રી પ્રિતમદાસજીને ઘણા મહાત્માઓના દ્વારા ઘણુ સહન કરવું પડયું. આર્થિક રીતે અને ધાર્મિક દ્રષ્ટિએ સહન કરીને પણ પત્રિકાનું કાર્ય ચાલુ જ રાખ્યું હતું તેથી ટ્રસ્ટ તેઓશ્રીનો ખૂબજ ઋણી અને આભારી છે.

કેટલીક પ્રતિકૂળતાને ધ્યાને લઇ પૂજનીયશ્રીની આજ્ઞા અને સંમતિથી અંક-૪૮ (સદ્‌ગુરૂ કબીર સંદેશ - ત્રિમાસિક પત્રિકા) બીજે છપાવવાનો પ્રયત્ન હાથ ધર્યો છે કેમકે સભ્ય ગ્રાહકોને સવેળા પત્રિકા મળી રહે.

પ. પૂ. મહંતશ્રી પ્રિતદાસજી સાહેબનું માર્ગદર્શન અને પ્રેરરણા ટ્રસ્ટને મળતી રહે તેવી નમ્ર વિનંતી સહ અપેક્ષા રાખીએ છીએ.

આજે પ્રત્યેક ધર્મ, મત-પંથ, સંપ્રદાય સંપ, સહૃદયભાવ એકતા અને સમરસતા ઝંખે છે. જેને લઇને વિવિધ સત્સંગ સમારોહ અને ટી.વી. ચેનલોના માધ્યમથી સાંપ્રદાયિક સદ્‌ભાવ અને રાષ્ટ્રીય એકતાઓના પ્રસારણો થાય છે દરેક ધર્મ, પ્રેમ, કરુણા, સત્ય, અહિંસા અને માનવતાનીજ વાત કરે છે. હાલના સંજોગોમાં ધર્મ-પંથ-સંપ્રદાય વિફળ ન થાય તેવી સમાજના મહાન ચિંતકોને ચિંતા છે.

આજના વૈચારિક ક્રાંતિના યુગમાં સદ્‌વાચનની ટેવ અમૂલ્ય સિધ્ધિ છે. સદ્‌વાચન માનવને ઉર્ધ્વગામી બનાવે છે. અને જીવન જીવવાનું ભાથું આપે છે. સંસ્કાર અને સત્સંગનો સમન્વય સધાય તે માટે કબીરપંથ સમાજસેવા ટ્રસ્ટ સતત પ્રયત્નશીલ છે.

કોઇપણ ઉમદા કાર્ય શરૂમાં અશકય અને કઠિન જણાય છે. છતાં જે કોઇ પોતાનું જીવન પરમાત્માને શરણે ધરી દે છે અને તે પ્રમાણે કાર્ય કરે છે તેને પરમાત્મા ઉત્તમ બદલો આપેજ છે. એ ન્યાયે સદ્‌ગુરૂ સંદેશને ઘણા સુજ્ઞ મહાનુભવો તરફથી સારા પ્રતિભાવ મળતા રહયા છે.

હાલમાં પણ કબીરપંથ સમાજમાં વૈરાગ્યવન બહુપ્રતિભા સંપન્ન મહાત્મા મહાપુરૂષોની કમી નથી. સાથે સાથે સુધારાત્મક સહાનુભૂતિવાળા વિવિધક્ષેત્રોમાં સેવક નોકરી કરતા હિત ચિંતકો, શુભચિંતકોનું વિશેષ પ્રમાણ છે. કબીરપંથ સમાજમાં પ્રવર્તમાન ગેરસમજથી સમાજ છિન્નભિન્ન થઇ રહયો છે, જે ખેદ જનક છે.

'સદ્‌ગુરૂ કબીર સંદેશ' (ત્રિમાસિક પત્રિકા) સૌને સમયસર મળતી રહે તથા લખાણમાં ક્ષતિઓ રહે નહીં તેવા સંપાદક મંડળના પ્રયત્નો છે છતાં પણ જોડણીમાં કેટલીક ખામીઓ રહી જવા પામી હોય તો તે બદલ દરગુજર કરશોજી.

- મહંતશ્રી દયાનંદદાસજી સાહેબ
કબીર સેવાશ્રમ, કંબોઇ

॥ સત્યનામ ॥

# દિવાળીની શુભકામનાઓ

## દિવાળીની શુભકામનાઓ
## સહ નૂતન વર્ષાભિનંદન

સંવત ૨૦૭૯નું નૂતન વર્ષ આપને સર્વ પ્રકારે સુખી સમૃધ્ધિભર્યુ અને નિરોગી નીવડે તથા આપ સૌના તમામ સંકલ્પો પૂર્ણ થાય તેવી પરમ કૃપાળુ પરમાત્મા સદ્‌ગુરૂ કબીર સાહેબને પ્રાર્થના સહ સત્યનામ સાહેબ બંદગી

કારોબારી સમિતિ
પ્રેરક સમિતિ
માર્ગદર્શક સમિતિ
જિલ્લા-તાલુકા સમિતિ

સદ્‌ગુરૂ કબીર સંદેશ
પ્રકાશક/સંપાદક/સહ સંપાદક
તંત્રી/સહતંત્ર, સંપાદક મંડળ
તાલુકા સંયોજક

વાર્ષિક સભ્ય/આજીવન સભ્ય

**કબીર પંથ સમાજ સેવા ટ્રસ્ટ**

(પંચમહાલ-દાહોદ-મહિસાગર જીલ્લા)

# સંપાદકીય

કબીરપંથ સમાજ સેવા ટ્રસ્ટ (પંચમહાલ–દાહોદ–મહીસાગર જિલ્લા) દ્વારા પ્રકાશિત સદ્‌ગુરૂકબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા) ના મુખ્ય પ્રણેતા પ. પૂ. મહંતશ્રી પ્રિતમદાસજી સાહેબ, કબીર સમાધિ મંદિર માંજલપુર-વડોદરના અથાક પ્રયત્નથી જાન્યુઆરી–૨૦૧૧થી સદ્‌ગુરૂ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા) બારમા વર્ષ-૨૦૨૨ અંક–૪૫, ૪૬, ૪૭ સુધી અવિતર ચાલી છે.

પ. પૂ. મહંતશ્રી પ્રિતમદાસજીને ઘણા મહાત્માઓના દ્વારા ઘણુ સહન કરવું પડયું. આર્થિક રીતે અને ધાર્મિક દ્રષ્ટિએ સહન કરીને પણ પત્રિકાનું કાર્ય ચાલુ જ રાખ્યું હતું તેથી ટ્રસ્ટ તેઓશ્રીનો ખૂબજ ઋણી અને આભારી છે.

કેટલીક પ્રતિકૂળતાને ધ્યાને લઈ પૂજનીયશ્રીની આજ્ઞા અને સંમતિથી અંક–૪૮ (સદ્‌ગુરૂ કબીર સંદેશ - ત્રિમાસિક પત્રિકા) બીજે છપાવવાનો પ્રયત્ન હાથ ધર્યો છે કેમકે સભ્ય ગ્રાહકોને સવેળા પત્રિકા મળી રહે.

પ. પૂ. મહંતશ્રી પ્રિતદાસજી સાહેબનું માર્ગદર્શન અને પ્રેરરણા ટ્રસ્ટને મળતી રહે તેવી નમ્ર વિનંતી સહ અપેક્ષા રાખીએ છીએ.

આજે પ્રત્યેક ધર્મ, મત–પંથ, સંપ્રદાય સંપ, સહૃદયભાવ એકતા અને સમરસતા ઝંખે છે. જેને લઈને વિવિધ સત્સંગ સમારોહ અને ટી.વી. ચેનલોના માધ્યમથી સાંપ્રદાયિક સદ્‌ભાવ અને રાષ્ટ્રીય એકતાઓના પ્રસારણો થાય છે દરેક ધર્મ, પ્રેમ, કરુણા, સત્ય, અહિંસા અને માનવતાનીજ વાત કરે છે. હાલના સંજોગોમાં ધર્મ–પંથ–સંપ્રદાય વિફળ ન થાય તેવી સમાજના મહાન ચિંતકોને ચિંતા છે.

આજના વૈચારિક ક્રાંતિના યુગમાં સદ્‌વાચનની ટેવ અમૂલ્ય સિધ્ધિ છે. સદ્‌વાચન માનવને ઉર્ધ્વગામી બનાવે છે. અને જીવન જીવવાનું ભાથું આપે છે. સંસ્કાર અને સત્સંગનો સમન્વય સધાય તે માટે કબીરપંથ સમાજસેવા ટ્રસ્ટ સતત પ્રયત્નશીલ છે.

કોઈપણ ઉમદા કાર્ય શરૂમાં અશકય અને કઠિન જણાય છે. છતાં જે કોઈ પોતાનું જીવન પરમાત્માને શરણે ધરી દે છે અને તે પ્રમાણે કાર્ય કરે છે તેને પરમાત્મા ઉત્તમ બદલો આપેજ છે. એ ન્યાયે સદ્‌ગુરૂ સંદેશને ઘણા સુજ્ઞ મહાનુભવો તરફથી સારા પ્રતિભાવ મળતા રહયા છે.

હાલમાં પણ કબીરપંથ સમાજમાં વૈરાગ્યવન બહુપ્રતિભા સંપન્ન મહાત્મા મહાપુરૂષોની કમી નથી. સાથે સાથે સુધારાત્મક સહાનુભૂતિવાળા વિવિધક્ષેત્રોમાં સેવક નોકરી કરતા હિત ચિંતકો, શુભચિંતકોનું વિશેષ પ્રમાણ છે. કબીરપંથ સમાજમાં પ્રવર્તમાન ગેરસમજથી સમાજ છિન્નભિન્ન થઇ રહયો છે, જે ખેદ જનક છે.

'સદ્‌ગુરૂ કબીર સંદેશ' (ત્રિમાસિક પત્રિકા) સૌને સમયસર મળતી રહે તથા લખાણમાં ક્ષતિઓ રહે નહીં તેવા સંપાદક મંડળના પ્રયત્નો છે છતાં પણ જોડણીમાં કેટલીક ખામીઓ રહી જવા પામી હોય તો તે બદલ દરગુજર કરશોજી.

- મહંતશ્રી દયાનંદદાસજી સાહેબ
કબીર સેવાશ્રમ, કંબોઇ

॥ સત્યનામ ॥

# દિવાળીની શુભકામનાઓ

# દિવાળીની શુભકામનાઓ
## સહ નૂતન વર્ષાભિનંદન

સંવત ૨૦૭૯નું નૂતન વર્ષ આપને સર્વ પ્રકારે સુખી સમૃધ્ધિભર્યુ અને નિરોગી નીવડે તથા આપ સૌના તમામ સંકલ્પો પૂર્ણ થાય તેવી પરમ કૃપાળુ પરમાત્મા સદ્‌ગુરૂ કબીર સાહેબને પ્રાર્થના સહ સત્યનામ સાહેબ બંદગી

કારોબારી સમિતિ
પ્રેરક સમિતિ
માર્ગદર્શક સમિતિ
જિલ્લા-તાલુકા સમિતિ

સદ્‌ગુરૂ કબીર સંદેશ
પ્રકાશક/સંપાદક/સહ સંપાદક
તંત્રી/સહતંત્ર, સંપાદક મંડળ
તાલુકા સંયોજક

વાર્ષિક સભ્ય/આજીવન સભ્ય

**કબીર પંથ સમાજ સેવા ટ્રસ્ટ**

(પંચમહાલ-દાહોદ-મહિસાગર જીલ્લા)

# સદ્‌ગુરૂ કબીર સાહેબનું તત્વજ્ઞાન

સદ્‌ગુરૂ કબીર સાહેબની વ્યાપકતા એટલી વિસ્તૃત અને સર્વગ્રાહી છે કે ભારત વર્ષ ઉપરાંત બહાર દેશોમાં પણ પોતાના અનુપમ ઉપદેશો અને ક્રિયાત્મક જ્ઞાનયુકત અલૌકિક જીવનને લીધે પૂજનીય અને વંદનીય છે. ભારતથી માંડી વિશ્વના ખૂણે ખૂણામાં સદ્‌ગુરૂ કબીર સાહેબના પવિત્ર અને અમૃતમય સર્વ હિતૈષી મીઠા શબ્દોના ગૂંજન થાય છે.

આજે સમગ્રવિશ્વ કબીર સાહેબના જ્ઞાનના પ્યાસા છે, અને ચારો તરફથી પુકાર થઇ રહી છે કે વિશ્વશાંતિ, વિશ્વ બંધુત્વ, વિશ્વ પ્રેમ અને સાચા સુખ માટે સંસારને કબીર સાહેબના જ્ઞાનની ખાસ આવશ્યકતા છે. કેમકે સંસારના મહાપુરૂષોત્તમ કબીર સાહેબ એવા મહાપુરૂષ છે કે જેઓએ ઉપરોક્ત ઉદ્દેશ્યોને પોતાની સામે રાખીને સંસારને ઉપદેશ કર્યો છે. ફકત એટલુંજ નહીં પરંતુ તદાનુસાર સક્રિય જ્ઞાનનો પોતાના જીવન દ્વારા પદાર્થ પાઠ આપ્યો.

સંસારમાં સદ્‌ગુરૂ કબીર સાહેબની સર્વશ્રેષ્ઠતા અને સર્વ પ્રિયતાનું મુખ્ય કારણ એ છે કે આપે જે કંઇ કહયું તે યથાર્થ અને વિશ્વ કલ્યાણકારી દ્રષ્ટિ થી કહયું અને સાથે સાથે પોતાનું ક્રિયાત્મક જ્ઞાન જીવનના અનુપમ આદર્શથી સંસાર સામે મુકયું.

તેઓની વાણીમાં માનવ માત્ર કે પ્રતિ પરમ કરુણા, અપૂર્વ સક્રીય મહાનુભૂતિ, દુઃખોનું યથાર્થ અમોધ જ્ઞાનોપદેશ રૂપ ઔષધિઓના ભેદભાવ રહિત વિતરણ, સુખ પૂર્વક રહેતા શાંતિ, પ્રાણીમાત્ર માટે વિષમાતિ વિષમ બંધન માંથી નિર્વ્યાજ જ મુકિત માનવ જાતિ માટે વિશ્વજન સહૃદયતા અને જીવમાત્ર પ્રત્યે સરળ હિતકારી પ્રેમ આ મહાન ગુણો સંપૂણપણે દ્રષ્ટિગોચર થાય છે. વિશ્વના માનવ સમાજ માટે વિશાળતા, વ્યાપકતા અને સુક્ષ્મકતાની સાથે તત્વજ્ઞાનનો ઉપદેશ આપ્યો સદ્‌ગુરૂ કબીર સાહેબ જેવો નિષ્પક્ષ તત્વજ્ઞાનનો ઉપદેશ સંસારમાં મળવો દુર્લભ છે.

સંસારમાં અનેક મહાપુરૂષો થયા છે તેઓ સર્વએ પોત-પોતાના ક્ષેત્રમાં અવશ્ય શ્રેષ્ઠ હશે જ કેમકે એ મહાપુરૂષો એ પણ સંસારની ભલાઇ માટે જ અનેક દુઃખો, કષ્ટો સહન કર્યા છે. તેઓના જીવન પણ સાધકો માટે અનુકરણીય છે. ઉપદેશ મનનનીય છે માટે સંસાર તેઓના ઋણી છે.

મનુષ્યદેહ એટલો કિંમતી છે અને દુર્લભ છે ત્યારે તત્વજ્ઞાન થી જીવન સાર્થકતાનો પ્રયત્ન કરવો અતિ શ્રેષ્ઠ છે.

માનવ દેહની સફળતાજ તત્વજ્ઞાનમાં છે કેમકે તત્વજ્ઞાનની પ્રાપ્તિ થવી એજ માનવતાની સફળતા છે. તત્વજ્ઞાન માટે ઋષિ-મુનિઓ-મહાત્માઓએ અનેક વર્ષો સુધી મહાન પરિશ્રમ ઉઠાવ્યો છે, છતાંપણ અંતે તેઓ પણ નિરાશ થયા છે. તે વાસ્તવિક તત્વજ્ઞાનની પિયાસા જિજ્ઞાસા સંસારમાં અત્યારે પણ એવીજ રહી છે

।। સત્યનામ ।।

કેમકે તેની ખોજ વિપરીત દિશામાં કરવામાં આવે છે. સદ્ગુરૂ કબીર સાહેબ કહે છે કે...

વસ્તુ કહાં ખોજે કહાં કિ હિ વિધિ આવે હાથ ।

વસ્તુ ઠિકાને પાઇયે ભેદી લીજે સાથ ।।

વસ્તુ પો પોતાની જગ્યાએ સ્થાન સ્વરૂપમાં સ્થિર છે. પરંતુ અભેદ રહસ્ય જાણવામા ભેદી (સદ્ગુરૂ) નો સાથ સહાયતાની જરૂર છે.

વિશ્વને જરૂર છે ક્રિયાત્મક તત્વ જ્ઞાનની જે મૂર્ખથી પંડિત, રાજા થી રંક, દેહધારી અબાલ વૃધ્ધ, સ્ત્રી–પુરૂષ સમજી શકે અને પોતાના જીવનમાં તેનો અમલ કરીને અલભ્ય માનવતનને સફળ બનાવી શકે છે.

(આવતા અંકે)

- મહંતશ્રી દયાનંદદાસજી સાહેબ

કબીર સેવાશ્રમ, કંબોઇ

સો વાતની એક વાત. સાચા અર્થમાં બહાદુર બનવું હોય, જીવનને પ્રસન્નતાથી તરબતર રાખવું હોય, પ્રત્યેક વ્યક્તિને સામે ચડીને આવવાનું મન થાય તેવા લીલાછમ હૃદયના સ્વામી બન્યા રહેવું હોય તો અહંકારને સતત દબાવતા રહીને ક્ષમા રાખતા જાઓ, ક્ષમા આપતા જાઓ અને ક્ષમા માંગતા જાઓ...

॥ સત્યનામ ॥

# સંત સંગતિ

સંસારમાં જો કોઇને બંધનોથી, દુઃખોથી મુકત રહેવું હોય તો સર્વોપરિ એક જ ઉપાય છે. સંત-સંગતિ શ્રી રામચરિત માનસ શ્રીમદ્‌ભાગવત અને અન્ય અનેક ધાર્મિક ગ્રંથોમાં પારમાર્થિક મહિમા વર્ણવેલ છે. મહર્ષિ વશિષ્ઠજીએ ભગવાનશ્રી રામચંદ્રજીને કહ્યું કે...

જે સાધુ સંગતિરૂપી શીતલ નિર્મળ ગંગામાં સ્નાન કરે છે એને અન્યકોઇ તીર્થ-તપ, દાન કે યજ્ઞ શું કામ ?

જો તમે સંત સંગતિનું મહત્વ સમજતા હો તો જે કોઇને સ્નેહ કરતા હો, જેનું હિત ઇચ્છતા હો, એને સંત સંગતિની પ્રેરણા આપતા રહો. તમારા સંતાનો સુખી જીવન જીવે એ માટે તમે એમને પૂર્ણ વિદ્યા, ધનવાન, બળવાન અને શું ને શું બનાવવાનો પ્રયત્ન કરો છો. પરંતુ જો એમને ભગવદકૃપાથી પ્રાપ્ત સંત સાનિધ્ય નહિ મળેતો બધુ વ્યર્થ જશે. કેમકે બધા પ્રકારના બળની સાર્થકતા સત્સંગથી પ્રાપ્ત સદ્ વિવેકથી જ થાય છે.

બધા પ્રકારનું સુખ હોય પરંતુ વિવેક જ્ઞાન નહિ હોય તો બધાં સુખોનો અંત દુઃખમાંજ થશે. એનાથી વિપરીત કોઇ પ્રકારનું સુખ ન હોય પરંતુ વિવેકજ્ઞાન હશે તો બધાં દુઃખોનો અંત આનંદમાં પરિણમશે.

કોઈ જાણે કયાં, કયા દિવસે, કઇ દુર્ઘટના થવાની છે ? નિત્ય પોતાની ચારે બાજુ દરેક મનુષ્ય કોઇને ગર્વથી હસતાં જુએ છે તો કોઇને રડતા જુએ છે. કોઇને પામતા તો કોઇને ખોતા જુએ છે. સાંભળે છે, સુખી પણ ભ્રામિક છે કેમકે અજ્ઞાનવશ એ પણ કોઈ જાણે શું શું એકત્રિત કરી રહયો છે. અને દુઃખી પણ ભ્રમિત છે કેમકે એ પણ એક પાપનું ફળ ભોગવી ઋણી થતો નથી. એ પહેલાં અન્ય અનેક પાપનો વધારો કરે છે. બસ, ફકત વિવેકી કે જે સંતનો સંગી છે એજ ભ્રમિત નથી. એજ દુઃખ સુખના બંધનથી અલિપ્ત રહી શકે છે.

એ જીવ ધણો ભાગ્યશાળી છે કે જે બાલ્યાવસ્થામાં બુધ્ધિ, જાગૃત થતાં જ સત્સંગી થઇ જાય છે. એ નર-નારીઓ ધણા પુણ્યવાન છે કે જેઓ ગૃહસ્થામાં પ્રવેશ કરતા પહેલાં સંત-સંગતિમાં જઇ એમાંથી નીકળવાનું અને બચવાનું જ્ઞાન પામી લે છે.

જીવનમાં ગતિ તથા સદ્‌ગતિ તો અન્ય સાધનોથી પણ થતી હોય છે. પરંતુ પરમ ગતિતો સંત સાનિધ્ય થી જ સુલભ થઇ શકે છે.

જો તમે અત્યાર સુધી સાધના અને અભ્યાસમાં કયાંક કયાંક નિયમ-પાલનમાં આળસ-પ્રમાદ કરતા હોતો જો સંત સદ્‌ગુરૂ પ્રત્યે અન્ય સંબંધીઓ જેવી પ્રગાઢ પ્રીતિમાં થોડી કચાશ હોયતો સમજીલો કે હજી ગુરૂદેવ સાથે તમારો આંતરિક સંબંધ નથી થઇ શકયો.

સદ્‌ગુરૂ અને સંતની નિકટ આવવા છતાં અશ્રધ્ધાળુ અને અભિમાનીની ઉન્નતિ નથી થઇ શકતી. જે સંતોનો સંગ કરે છે અને પોતાના સમીપ આપ્તજનોને પણ પ્રેરિત કરી પોતાની ચારેબાજુ દૈવી સંપત્તિનો પ્રસાર

કરતા રહે છે.

સત્સંગ–સંત સંગતિથી વંછિત, શ્રદ્ધા રહિત લાખો ધનવાન, બુધ્ધિવાન, બળવાન, વિદ્યાન મનુષ્ય અંતમાં મોહી લોભી અને અભિમાની થવાના કારણે ઘોર કષ્ટ ભોગવે છે. વિવેકજ્ઞાન ન થવાના કારણે જ અનેક પાપ અને અપરાધ કરતા રહે છે. લાભની સિધ્ધિ માટે ક્રોધ, ઈર્ષા, દ્વેષ, હિંસા જેવાં કર્મો કરે છે. છતાં પોતાની હાનિ સમજી શકતા નથી. આવાજ લોકો વધુમાં વધુ દુઃખ ભોગવી ને અંતમાં કયારેક ને કયારેક સત્યની શોધમાં જ્ઞાની પુરૂષોનું શરણ લે છે.

- મહંતશ્રી છગનદાસજી સાહેબ
સદ્ગુરૂ કબીર મંદિર
જેસાવાડા

## મહા પુરૂષોની આસ્થા

ફાનસનું અજવાળું પડતું હોય તેમાં આડો એક કાગળ ધરી દઈએ તો? એ અજવાળુ ઢંકાઈ જાય. આવીજ રીતે માણસના થોડા અવગુણ તેના સદગુણોને ઢાંકી દે છે. પણ ખરી રીતે સદગુણો ઢંકાઈ ગયા છે એટલુંજ બાકી એ મૂળમાં તો ત્યાં છે જ. મહાપુરૂષો એ વાત સમજી ગયા છે કે અંધારું પેલા કાગળના કારણ છે. એ કાગળ દૂર હટાવ્યો કે આપોઆપ અજવાળું મળશે. તેવીજ રીતે માણસના અવગુણોને સલુકાઈથી દૂર કરી દઈએ તો તેના સદગુણો આપો આપ પ્રગટ થશે. મહાપુરૂષો આવી પાકી આસ્થા થી વર્તતા હોય છે. એટલે એમને આખી દુનિયામાં કોઈ ખરાબ માણસ દેખાતો જ નથી. એટલા માટે બધા સારા માણસ છે.

॥ સત્યનામ ॥

# દિવાળીનું આધ્યાત્મિક મહત્વ

ભારત દેશમાં દિવાળીનો તહેવાર મોટા ધામધૂમથી મનાવવામાં આવે છે. એ સમયે સૌને આનંદ અને ઉલ્લાસ હોય છે. આ દિવસે બાળકો શું ? વૃધ્ધો શું ? નાના મોટા બધાજ આનંદ ઉલ્લાસમાં દેખાય છે. ઘરો, મકાનો અને દુકાનોને સાફ કરી સ્વચ્છ કરવામાં આવે છે. નકામો કચરો બહાર કાઢવા (ફેંકવા)માં આવે છે. મકાનો અને દુકાનો રંગવામાં આવે છે. બધાથી મહત્વપૂર્ણ કામ એ હોય છે કે રાત્રે દીવા સળગાવી રોશની કરવામાં આવે છે. દરેક જગ્યાએ દીવા ઝગમગી ઉઠે છે. જયાં જુઓ ત્યાં પ્રકાશને પ્રકાશ જ દેખાય છે.

આ તો છે સંસારી લોકોની દિવાળી, પરંતુ સંતોની દિવાળી કંઇક જુદી જ છે. એમની પણ દિવાળી હોય છે. પરંતુ કયાં ? કહે છે કે...

**સંત દિવાળી નીત કરે સત લોક કે માંહી ।**

સંતો દરરોજ દિવાળી મનાવે છે. પૂછે છે કયાં ? કહે છે કે સુન મંડળમાં, સતલોકમાં શબ્દ ડોરી પકડી રોજ જાય છે. ત્યાં દિવાળી મનાવે છે. ગોસ્વામી ગરીબદાસ સાહેબ કહે છે...

**શુન મંડલ સતલોક દીપ ઘર બાલીયે ।**

હે ભાઇ ! ચાલ સુનમંડળમાં જઇ ત્યાં દીવો સળગાવીએ કેમકે બહારની તો દિવાળી ઘણી જોઇ છે પણ તારા અંતરમાં (ઘટ) સુન મંડલ છે ત્યાં જઇ દીવો સળગાવીએ ત્યારે જ સાચી દિવાળી થશે. સંતો તો દરરોજ દિવાળી સતલોકમાં કરે છે કે જયાં પ્રકાશ અને નૂર છે. અનંત સૂર્યોનો પ્રકાશ છે. જયાં બેઅંત સૂર્ય અને ચંદ્ર પણ સતપુરૂષ સમ્રથના એક રોજના પ્રકાશની તુલના નથી કરી શકતા.

સતપુરૂષ સાહેબ ધની શબ્દરૂપ પ્રકાશ એક બીજા શબ્દમાં પણ કબીર સાહેબ કહે છે...

**કોટિન ભાનુ ઉદય જો કોઇ એ તે હી પુનિ ચંદ્ર લખોઇ**

**પુરૂષરોમ સમ એક ન હોઇ ઐસા પુરૂષ દીદાર હૈ ।**

સમર્થ સ્વયં ચૈતન્યનો ખજાનો છે. એમના પ્રકાશનું કોણ અને કેવી રીતે વર્ણન કરી શકે એમ છે ? એવા સતધામમાં કરે છે કે સંત દરરોજ દિવાળી મનાવે છે. ક્ષમા કરજો સંત મનાવે છે શબ્દ પારખી જે અંતરમુખ થયા છે. જેને શબ્દોડોરી પ્રાપ્ત કરી છે. એ શબ્દડોરી દ્વારા પિંડ–બ્રહ્માંડ અને અંડથી પાર ગયા ત્યારે દિવાળી મનાવી શકે છે. એક શબ્દમાં કબીર સાહેબ કહે છે...

**શુન મંડલસે દીપના બારીલે આશા સે મત ડોલરે**

**યોગ જુગતસે રંગ મહલમેં પિથા પાયા અનમોલ રે ।**

આપણે બહારની દિવાળી મનાવીએ છીએ. મકાન સાફ કરીએ છીઅ અને દુકાનો સાફ કરીએ છીએ.

આખા વર્ષનો કચરો અને ધૂળ બહાર કાઢીએ છીએ પરંતુ આપણા અંતરને સાફ ના કર્યું. કરવાનું હતુ સાફ અંતરને કેમકે ગંદકી તેમાં ભરાયેલી છે. ઈર્ષાની, દ્વેષનો, માન–અભિમાનની આ બધી ગંદકી જ ભરાયેલી છે.

કોઈનો દ્વેષ કરીએ છીએ. કોઈની પ્રગતિ જોઈ ઈર્ષા ઉત્પન્ન થાય છે. પેલાભાઈ માલદાર થયા અને હું ના થયો. અમુક ભાઈનો આદર સત્કાર કેમ થાય છે ? મારો કેમ નથી થતો, એ સિવાય લોભ, ધન, સંપત્તિ બધુ છે છતાં વાસના ખૂબ છે.

આ બધી ગંદકી આપણામાં ભરાયેલી છે એ ગંદકીને સાફ કરવાની છે ત્યારેજ સતલોકની દિવાળી મનાવી શકીશું. સંતોનો ઉપદેશએ છે કે ભાઈ, પહેલા આપણા અંતરની સફાઈ કરો. અંતઃકરણ સાફ કરો. જેથી તું સંતોની દિવાળી મનાવી શકે. ત્યારે જ તું કંઈક આ રંગ મહેલમાં જઈ દીવો સળગાવી શકીશ અને સાચી દિવાળી ત્યારે થશે. એટલા માટે કહે છે

ગુરૂ દિપના બારૂ રે યહ અંધ કૂપ સંસાર ।

માયાકે રંગ રચી સબ દુનિયા નહિ સુઝે પડત ઘોર અંધિયાર ॥

(સારાંશ) (ભજન પ્રકાશ)

- મહંતશ્રી સેવાદાસજી સાહેબ

કબીર મંદિર વાંસિયા

## દ્વેષથી

- દ્વેષથી માણસે ગુમાવી છે પ્રસન્નતા
- ગુમાવ્યું છે સામી વ્યક્તિના દિલમાંથી સ્થાન
- બાંધ્યા છે અશુભ કર્મો
- ગુમાવ્યું છે શરીરનું સ્વાસ્થ્ય
- અનુભવ્યો છે મનનો કલેશ
- રીઝર્વ કરી છે દુર્ગતિ

॥ સત્યનામ ॥

# આપણા જીવનના ઉદ્દેશ

આપણે બધા આ સંસારમાં આપણું જીવન પસાર કરી રહયા છીએ અને કંઇને કંઇ કામ પણ કરી રહયા છીએ. આમતો પ્રત્યેક માનવી કંઇને કંઇ કાર્યમાં પેરોવાયેલા હોય છે. પણ જો ખરી રીતે જોવા જઇએ તો તેનું કાર્ય કંઇક અંશે યોગ્ય છે. તો વસ્તુતઃ તે યોગ્ય નથી હોતું. દરેક મનુષ્ય પોતાના કર્તવ્ય–માર્ગથી કંઇક અંશે વિમુખ તો છે જ. તો શું દરેક મનુષ્ય પોતાના કર્તવ્યને ભૂલી ગયો છે? જવાબ હકારમાં જ આપવો પડે છે. મોટા ભાગના મનુષ્યો પોતાનું કર્તવ્ય કર્મ ભૂલી ગયેલા હોય છે. આપણે એ વિચારવું જોઇએ કે આપણે શા માટે જીવીએ છીએ ? આપણા જીવનનો ઉદ્દેશ શું છે ? આ સંસારમાં આપણું મુખ્ય કર્તવ્ય શું હોવું જોઇએ ? સંસારનું દરેક કાર્ય ઘણું ખરું દેશકાળ પ્રમાણે થતું હોય છે. એટલે કે આપણા જીવનનું ધ્યેય એવું તો જ હોઇ શકે કે જેને પરિપૂર્ણ કરવા માટે આ સંસાર યોગ્ય ન હોય. દાખલા તરીકે માછલીની જીવનયાત્રામાં તેનું કોઇપણ કાર્ય એવું તો ન જ હોઇ શકે કે જેનો સંબંધ પાણી સાથે ન હોય, કારણ કે પાણી વિના માછલીનું જીવન શકય જ નથી. એવી જ રીતે જયારે આપણે સંસારમાં રહીએ છીએ ત્યારે ચોકકસ આપણા જીવનનો ઉદ્દેશ પણ એવો જ હોવો જોઇએ કે આ સંસારમાં પૂર્ણ કરી શકાય. વળી બીજી વાત એ પણ છે કે મનુષ્ય સૃષ્ટિ લાખો વર્ષોથી છે અને કરોડો વર્ષો સુધી રહેવાની છે. આથી આપણો ઉદ્દેશ એવો હોવો જોઇએ કે જેનું પાલન આપણે હંમેશા કરી શકીએ. એવું કોઇપણ કાર્ય આપણા જીવનનું ધ્યેય કદાપિ ન હોઇ શકે કે જેમાં સમયનું પરિવર્તન અને રાજકીય ઉથલપાથલ બાધક બની જાય અને ધ્યેયની પ્રગતિ ન થવા દે.

દુનિયાનો મુખ્ય ઉદ્દેશ ફકત દુનિયાદારી જ હોઇ શકે. પૈસો પ્રાપ્ત કરવો. માન તથા ઐશ્ચર્ય મેળવવું અથવા તો અનેક પ્રકારની ઉપાધિઓથી વિભૂષિત થવું. આવી જ જાતના કાર્યોને આ સંસારમાં આપણા જીવનના ઉદ્દેશો હોઇ શકે છે અને આપણે લગભગ મોટા ભાગના લોકોને ચોવીસ કલાક આમ કહેતા કે કરતા જ જોઇએ છીએ.

ધન, માન, ઉપાધિ તથા ઐશ્વર્યની બાબતમાં આપણે મુશ્કેલીઓ, માનસિક ચિંતા અને કેટલીયે જાતની ઉપાધિઓ તથા બાધાઓમાંથી કોઇ દિવસ પણ મુક્તિ મેળવી શકતા નથી. સૌ પ્રથમ તો આ બધાને મેળવવામાં મહાન મુશ્કેલીઓ વેઠવી પડે છે. વળી તે મળ્યા પછી પણ તેને સુરક્ષિત રાખવા માટે ચિંતા, આર્થિક હાનિ, સ્વાસ્થયની હાનિ અને માનસિક કલેશ હોય જ છે. ધન એક એવી વસ્તુ છે કે જેને કમાઇને સંગ્રહ કરવું એને મનુષ્ય માત્ર પોતાનું કર્તવ્ય સમજે છે. પણ જુઓ તો ખારા કે આ ધન મેળવવા માટે મનુષ્યને કેટલી આપત્તિ તથા શારીરિક, માનસિક તેમજ આત્મિક કષ્ટ વેઠવાં પડે છે.

તો પછી આપણા જીવનનો ઉદ્દેશ શું હોઇ શકે ? આપણે કંઇ કરીએ છીએ તેની સારી કે નરસી અસર આપણા જીવનના ઉદ્દેશો ઉપર અવશ્ય પડે જ છે, આથી એટલું તો ચોક્કસ છે કે આત્માને ઉદાર અને ઉન્નત બનાવવો એજ આપણા જીવનનું પરમ દયેય હોઇ શકે. આત્માને ઉદાર તેમજ ઉચ્ચ બનવાનું કર્તવ્ય જ એવું છે કે જેમાં આપણને સાચું સુખ અને સંપૂર્ણ શાંતિ મળી શકે.

આપણે મહાપુરૂષોના જીવન ચરિત્રોને ઘણું ખરું આપણાસ–કુંચિત વિચારોથી માપીએ છીએ, દુનિયામાં મોટાભાગના મહાત્માઓને અનેક કષ્ટ વેઠવાં પડયાં. સૉક્રેટીસ અને ઇશુ ખ્રિસ્ત મહાન પુરૂષો ન હોતા ? છતાં એક ને ઝેરનો પ્યાલો બીજાને શુળીએ ચઢાવવામાં આવ્યા.

આત્માને મહાન અને ઉચ્ચ બનાવવો જોઇએ એજ આપણા જીવનનું પવિત્ર કર્તવ્ય અને સૌથી શ્રેષ્ઠ ઉદ્દેશ છે. સૌ પ્રથમ જીવને મનુષ્ય જન્મ મળવા છતાં જે મૂઢ, અભિમાની આત્મશાંતિ એટલે કે મોક્ષ આપનારા માર્ગ ઉપર નથી ચાલતો તે ખરેખર આત્માઘાતી છે. મનુષ્ય શરીર મળવા છતાંય પોતાના આત્માને સંસારથી મુકત કરાવવાની પ્રબલ ઇચ્છા થવી અને સત્યપુરૂષનો સત્સંગ આ ત્રણેય બાબતો અત્યંત દુર્લભ છે.

જયાં સુધી આત્મા અને પરમાત્માની એકતાનું પૂર્ણજ્ઞાન નથી મળતું ત્યાં સુધી આત્માની ઉન્નતિ થતી નથી. એટલા માટે જ દરેક મનુષ્યે સંસારના સમગ્ર ભોગોની કામનાઓનો ત્યાગ કરી શ્રી સદ્ગુરૂ દેવને શરણે જઇને આત્મા તથા પરમાત્માની એકતાનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. પરંપરા થી સદ્ગુરૂની કૃપાથી જ આત્મબોધ થતો આવ્યો છે.

(સંકલિત)
**- મહેન્દ્રભાઇ ગણાસવા**
લીલવાસર, તા. સંતરામપુર

## શ્રધ્ધા

મહાપુરૂષોના અનુભવમાં, શાસ્ત્રમાં શ્રધ્ધા કરીએ - રાખીએ તો કામ થઇ જશે. જેની પાસે વિવેક ઓછો છે એમના માટે બીજું સાધન છે. શ્રધ્ધા - શ્રધ્ધા એક એવું બળ છે કે જેનાથી કાર્ય આપણને નથી શકતા એ તેમણે કર્યું છે. એમની સમજણ અનુસાર સમત થઇને કરી શકાય.

શ્રધ્ધા વિના ધર્મ નહિ, કોઇ (શ્રી રામચરિત માનસ) બધા ધર્મોનું મૂળ શ્રધ્ધા છે. સાંભળેલા ઇશ્વર તત્વમાં, ઇશ્વરના વિધાનમાં આસ્થા કરો.

॥ સત્યનામ ॥

# ભકતની શરણાગતિ

જેવી રીતે માતા–પિતા બાળકની સદાય ચિંતા કરે છે એજ રીતે ભગવાનને ભકતની ચિંતા રહે છે. બાળક માતા–પિતાનું ચિંતન કરીને તેને બોલાવે છે, ત્યારે ભકત ભગવાનને પોકારે છે, ત્યારે એટલે કે ભગવાનનું ચિંતન કરે છે. ત્યારે એટલે કે ભકત જયારે સંપૂર્ણ શરણાગતિ સ્વીકારીલે ત્યારે ભગવાન તેનું પતન રોકશે અને તેને બચાવશે.

ભગવાન પાસે તો બધા જ સરખા છે. બધાજ ભગવાનના જ સંતાનો છે. ભકત નાનો બાળક છે તો જ્ઞાની પૌઢ સંતાન છે. માતા પોતાના નાના બાળકોની ચિંતા વધુ કરતી હોય છે અને તેમાં પણ અસમર્થ સંતાનની ચિંતા માતાને દરેક ક્ષણે હોય છે. માતા તેની પાસે બધા જ કામ છોડીને તેની તરફ દોડે છે. હું કહું છું કે તમે જ્ઞાનમાં વૃધ્ધ બનો. કર્મમાં યુવાન બનો અને ભક્તિમાં બાળક બનો. ભકતમાં કયારેય અભિમાન હોતું નથી. બાળક કેવુ હોય ? નિષ્કપટ, નિશભિમાની અને કોઇ પણ કામાદિ વિકાર વગરનું હોય. એવુજ ભકતની પાસે અપેક્ષિત છે કે ભકત નિશભિમાની, નિષ્કપટ અને વિકાર રહિત હોય.

'સુરદાસજી કહે છે. 'દ્રઢ ઇન ચરણન કેરો ભરોસો....' વિશ્વાસના મુળમાંજ ભક્તિની ઇમારતનું નિર્માણ થયું છે. ભગવાન બધી જ જવાબદારી પૂર્ણ કરે છે. ભકત જો ભગવાન માટે છે તો ભગવાન પણ ભકત માટે જ છે. ભાવ પ્રધાન જીવનના વ્યવહારને મંગલમય બનાવવાનું માર્ગદર્શન મળે છે.

ગીતા સગુણ અને નિર્ગુણનો ભેદ સમજાવે છે. માનવ શરીર મુલ્યવાન છે. આપણા શ્વાસ કિમતી છે. મૃત્યુની ઘડીને રોકવા માટે જો કોઇ પોતાની સમગ્ર સંપત્તિ લૂટાવી દે તો પણ સમર્થ નહી બને. જીવનની પ્રત્યેક ક્ષણ મૂલ્યવાન છે. ઇર્ષ્યા, ફલક, દ્રેષમાં ન ખોઇ દો. ચાર પુરૂષાર્થની સિધ્ધિ માટેતો જીવન છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, ધર્મનો હેતુ મોક્ષ છે. ધન વૃધ્ધિ માટે નથી. ભકત નરસિંહ મહેતાએ ગાયુ છે કે પ્રભુ ! તમે નિર્ધનના ધન છો.

અર્થ ખરાબ નથી પરંતુ આસકિત ખરાબ છે. અપરાધ મોટેભાગે અર્થ અને કામ દ્વારાજ થાય છે. ધર્મ અને મોક્ષની વચ્ચે અર્થ અને કામ રાખ્યા છે. નદી સારી છે કે ખરાબ ? નદી સારી છે પરંતુ તે પોતાના વહેણને બંને કિનારાની વચ્ચે સુરક્ષિત રાખે તો ખેતરના ઉભા પાકને વહાવીને લઇ જનારી નદી કલ્યાણકારી ન લાગે એજ રીતે કામ અને અર્થ સારા છે. પરંતુ તે ધર્મ અને મોક્ષની મર્યાદામાં રહેતોજ. અર્થ અને કામ પણ જીવન ચલાવવા માટે આવશ્યક છે.

ધર્મને સુરક્ષિત રાખીને અર્થનું સંપાદન કરો. કામ પણ એવી રીતે ભોગવો કે મોક્ષનું દ્વાર બંધ ન થઇ જાય. ધર્મની હાનિ કરીને અર્થનો લોભ કરીને પાપ કરીને કમાણી કરવી તે ખોટું છે. ધર્મનો વિચાર ન કરીએ તો અર્થ, કામ, પતનની તરફ લઇ જાય છે. યજ્ઞ દ્વારા લોભનો નાશ થાય છે. પ્રાપ્ત સંપત્તિને પરમાર્થમાં લગાડવાને યજ્ઞ

કહેવાય છે. જરૂર કરતા વધુ જો આપણી પાસે આવી જાય તો તે આપણું નથી. તેનો વિનીયોગ કરી આપુ અને તેનો વિચાર આવવો જોઇએ.

જીવનમાં આપણે ન તો ભોગવવાનું છે ન ભાગવાનું છે. પરંતુ જાગવાનું છે. જેનાથી તમે ભોગશો તે મનમાં રહેશે. માટે જ સંસારથી ભાગો નહીં પરંતુ જાગવાનું છે. શ્રીમદ્ભાગવદ ગીતા આપણને જાગૃત કરે છે. રામાયણ પણ કહે છે કે જયારે કાન ચાલ્યા જાય છે ત્યારે સાંભળવાની ઇચ્છા વધારે થાય છે. પરંતુ તેને ભગવાનમાં લગાડો. મનને જો સંસારથી દૂર કરીને કનૈયાનું રૂપ નહી આપો તો અશાંતિ થશે. કાનને કથા આપો, ભગવાનમાં મનને લગાડીદો. મનમાં આ રૂપની કલ્પના સદાય વસાવી રાખો. પીતામ્બરધારી, બાંસુરીધારી ની નજીક બેઠા છો તો તમારુ મન સ્થિર રહેશે. મન ત્યાંથી બીજી જગ્યાએ નહી જાય.

જે કાન પહેલા નિંદા સાંભળતા હતા તે હવે હરિ કથામાં રત થઇ જાય છે. અર્થ અને કામ આપણને સુખથી ભરી દે છે. જો આપણને તે કળા આવડતી હોય. મને તમે એ રીતે ભોગવો કે મોક્ષનું દ્વાર બંધ ન થઇ જાય.

(સંકલિત)

- ભારતસિંહ ચૌહાણ
શ્રી કૃષ્ણ પ્રણામી મંદિર
ગડોઇ, તા. દાહોદ

## ત્રણ મિત્રો

જ્ઞાન, ધન અને વિશ્વાસ આ ત્રણેય ખૂબ જ સારા મિત્રો હતા. એક વખત ત્રણેયને જુદા પડવાનો પ્રસંગ આવ્યો. ત્રણેય પરસ્પર ફરી ક્યારે મળીશું તેની વાત કરી.

જ્ઞાન : હું મંદિર, મસ્જિદ, ચર્ચ અને વિદ્યાલયમાં મળીશ.

ધન : હું અમીરો, પ્રધાનોના મહેલોમાં હોઇશ.

વિશ્વાસ : હું એક વાર ચાલ્યો જઇશ તો પછી ક્યારેય નહીં મળું.

॥ સત્યનામ ॥

# સંસ્કારની પરીક્ષા

એક તેજસ્વી સંન્યાસી "ધર્મ" અને સંસ્કારનું મહત્વ દર્શાવતા પ્રવચનો કરતા ગામે ગામ ફરતા હતા.

એક ગામમાં તેઓ નદી કિનારે એક ઝૂંપડી બાંધી ને રહેવા લાગ્યા, સોનાને સ્પર્શ કરવો નહિં. કોઇની પાસેથી પૈસા લેતા નહિં. પરધન પથ્થર માનતા અને ખાવા માટે કોઇની પાસેથી ભિક્ષા માંગતા નહી. પણ સામેથી ગામ લોકો ફળ કે જે કાંઇ આપે એનાથી નિર્વાહ કરી સાધનામાં મસ્ત રહેતા હતાં.

સાંજના સમયે ઝૂંપડીની બાજુમાં આવેલ ખખડધ્વજ વડલાના ઓટલા ઉપર બેસીને ગામ લોકોની હાજરીમાં સત્સંગ કરતા. ધીમે ધીમે સ્વામીની કીર્તિ ચોમેર ફેલાતી ગઇ, તેમના વિદ્વવતાપૂર્ણ પ્રવચનોથી લોકો આકર્ષાવા લાગ્યા અને શ્રોતાઓની સંખ્યા વધવા લાગી.

આ સત્સંગમાં એક બહેન પણ નિયમિત સ્વામીજીની અમૃતવાણી રસપાન કરવા આવતી હતી. એક દિવસ પ્રવચનના વિરામ પછી સ્વામીજીને વિનંતી કરી બાપજી, મારે ત્રણ દીકરા છે મને એ બતાવી આપો કે તે મોટા થઇને શું બનશે. હમારે એ જાણવું છે.

પહેલા તો સ્વામીજીએ પ્રશ્નને ઉડાવી દેતા કહયું, માતા હું તો સંસારી નથી અને તમારા પ્રશ્નનો જવાબ તો એક સ્ત્રીજ આપી શકે, જે એને કેવી રીતે સંસ્કાર આપી ઉછેરે છે. એના ઉપર જવાબનો આધાર છે. પેલી સ્ત્રી બોલી, "સ્વામીજી, મારી વાતને આમ ઉડાવી ન દો, મારા સવાલનો મને કોઇ સંતોષકારક જવાબ આપી શકયું નથી, મને નિરાજ ન કરો, મને શ્રદ્ધા છે કે આપના તરફથી સાચો જવાબ મળશે."

"ઠીક છે" સ્વામીજીએ કહયું આવતી કાલના પ્રવચનમાં તમારા ત્રણ બાળકોને લેતા આવજો, હું પ્રયત્ન કરીશ.

બીજા દિવસે પેલી સ્ત્રી ત્રણે બાળકોને લઇ આવી, સ્વામીજી એ ત્રણે બાળકોને લાઇનમાં ઉભા રાખ્યા અને બાળકોને પોતાની ઝૂંપડીમાં રહેલી ટોપલીના કેળામાંથી એક–એક કેળુ લાવવાનો આદેશ કર્યો, ત્રણ બાળકો કેળા લાવીને લાઇનમાં ઉભા રહી ગયા.

સ્વામીજી એ પહેલા બાળકને કહયું "બેટા કેળુ ખાઇજા" બાળકે કેળાની છાલ ઉતારી, ફેંકી અને કેળુ ખાઇ ગયો, સ્વામીજી એ બીજા બાળકને કેળુ ખાવા કહયું. બાળકે કેળાની છાલ ઉતારી, આસપાસ જોયું ઝૂંપડીના દરવાજા પાસે પડેલી કચરાની ટોપલી પાસે ગયો, છાલ કચરા પેટીમાં નાંખી પોતાની જગ્યા એ આવી કેળુ ખાઇ ગયો.

હવે ત્રીજા બાળકનો વારો હતો, સ્વામીજીના આદેશથી તેણે છાલ ઉતારી, આમતેમ ફીર થોડે દૂર એક ગાય ચરતી હતી, બાળક ત્યાં ગયો હાથમાં રહેલી કેળાની છાલ ગાયને ખવડાવી પોતાની જગ્યાએ આવી કેળુ ખાઇ ગયો.

ગામના લોકો આ પરીક્ષા જોઇ રહયા હતાં. સ્વામીજીએ ત્રણે બાળકોની માતા એવી પેલી સ્ત્રીને સમજાવ્યું, ખ્યાલ આવ્યો ? સંસ્કારનું મૂલ્ય સમજાયું ? પેલી સ્ત્રી કહે ''વિગતથી સમજાવો''

સ્વામીજીએ સમજાવ્યું ''જો માતા તારો પહેલો દિકરો સ્વાર્થી બનશે એ પોતાના સિવાય બીજાનો વિચાર નહિં કરે.'' કેળાની છાલ એણે ગમે ત્યાં ફેંકી દીધી એને એ સમજણ નથી કે કેળાની છાલ પગ પર આવતાં વ્યકિત પડી જાય અને શરીરનાં હાડકાં ભાંગી જાય. ''યોગ્ય વસ્તુને યોગ્ય જગ્યાએ રાખવાના સંસ્કાર આ બાળકમાં નથી.''

માતા, તારો બીજો દીકરો મોટો થઇને સજ્જન બનશે. નકામી વસ્તુને ગમે ત્યાં ન ફેંકતાં એની યોગ્ય જગ્યાએ જ મૂકાય એ સમજ થી એણે કેળાની છાલ ટોપલીમાં નાખવાનો સંસ્કાર બતાવ્યો, બીજાનો વિચાર પ્રથમ કરવો એનો એને વિવેક છે, અને માતા આ તારા ત્રીજા દીકરામાં સંતના સંસ્કાર છે. એણે કેળાની છલને નકામો કચરો ન સમજતાં ગાયનો ખોરાક માની છાલમાંથી દૂધ આવશે એવી ઉંડી સમજ એનામાં છે. આ હકીકતમાં પરોપકાર ગુણ છે.

સ્વામીજીના જવાબથી પેલી સ્ત્રીને સંતોષ થતાં સ્વામીજીને પ્રણામ કરી સૌ વિખરાયા.

- લાલાભાઇ સોલંકી
જેસાવાડા

# ઉપકાર

ઉપકાર બે પ્રકારના છે. એક દ્રવ્ય ઉપકાર બીજો ભાવ ઉપકાર. દ્રવ્ય ઉપકાર એટલે દાન, નિર્ધન, નિરાધાર, દુઃખિત વ્યાધિ થી પીડાતા, ભૂખ, તૃષા થી પીડાતાને કરુણાથી પોતાની શક્તિ મુજબ ધન, અનાજ, ભોજન વગેરે આપવું તે દ્રવ્ય ઉપકાર કહેવાય છે.

ભાવ ઉપકાર એટલે જ્ઞાન દર્શન, ચારિત્ર્ય, તપ, ક્ષમા, સમ્યત્વ વગેરે ગુણો નિઃસ્દ્રહાથી બીજાને પમાડવા એ ભાવ ઉપકાર કહેવાય છે.

# રામ ચરિત માનસ

રામચરિત માર્ગદર્શક છે. પોતાનું મન કેવું છે તે જાણવું હોય તો રામાયણ વાંચો. મનના મેલ જોવાનું દર્પણ રામાયણ છે. જેનો ઘણો સમય નિંદ્રા અને આળસમાં જાય તે પોતાને કુંભકર્ણ માને, પર સ્ત્રીનું કામભાવથી સ્મરણ ચિંત કરે તે રાવણ છે. રાવણ એટલે કામ કામ રડાવે તે રાવણ, પરમાનંદમાં રમાડે તે રામ.

રામાયણમાં સાત કાંડ છે. રામાયણના સાત કાંડની કથાનું આધ્યાત્મિક રહસ્ય જોઈએ. રામાયણના સાત કાંડો મનુષ્યની ઉન્નતિના સાત પગથિયા છે. એક નાથ મહારાજે કહયું છે કે એમ પછી એક કાંડના નામ મુકવામાં પણ રહસ્ય છે.

**(૧) બાલકાંડ :-** પહેલો કાંડ બાલકાંડ છે. બાળક જેવા નિર્દોષિતા થાઓ તો રામને ગમે. બાળક પ્રભુને પ્રિય લાગે છે કારણકે બાળક નિરાભિમાની હોય છે. બાળકમાં છળ કપટ હોતું નથી. વિદ્યા વધે, પ્રિતિષ્ઠા વધે તો પણ તમારું હૃદય બાળક જેવું રાખજો. બાલકાંડ એ નિર્દોષકાંડ છે. રામ કોને મળે ? જે બાળક થાય તે જ બાળક જેવા નિર્દોષ અને નિર્વીકાર થવાનો પ્રયત્ન કરો.

દોષ મનુષ્યની આંખમાંથી મનમાં આવે છે તેથી દ્રષ્ટિ ઉપર અંકૂશ રાખશો તો જીવન નિર્દોષ બનશે. દ્રષ્ટિ પ્રમાણે સૃષ્ટિ બને છે. સૃષ્ટિ કોઇને સુખરૂપ લાગે છે. સૃષ્ટિમાં સુખ નથી દુઃખ નથી, સુખ–દુઃખ દ્રષ્ટિમાં છે. બાળક જેવી નિર્દોષ, નિર્વિકાર દ્રષ્ટિ રાખોતો રામના સ્વરૂપ ને ઓળખી શકો.

જીવનમાં સરળતા આવે સંયમથી, બ્રહ્મચર્યા જીવ માન અને અપમાનને ભૂલી જાયતો જીવનમાં સરળતા આવે. બાળક જેવા નિર્મમ અને નિર્મોહી બનવું જોઇએ.

**(૨) અયોધ્યા કાંડ :-** અયોધ્યાકાંડ મનુષ્યની નિર્વેર બનાવે છે. મનુષ્ય નિર્વેર કયારે બને ? જયારે તે સરપુના કિનારે ભક્તિના કિનારે ચોવીસ કલાક રહે ત્યારે.

ભક્તિ એટલે પ્રેમ. તેથી અયોધ્યા કાંડ પ્રેમનું દાન કરે છે. રામનો ભરત પ્રત્યેનો પ્રેમ, રામનો સાવકી માતા તરફનો પ્રેમ વગેરે આ કાંડમાં જોવા મળે છે.

રામાયણમાં પ્રત્યેક કાંડની જુદી–જુદી ફળ શ્રુતિ આપી છે. રામાણયના અયોધ્યાકાંડનો જે પાઠ કરે તેનું ઘર અયોધ્યા બને. તેના ઘરમાં ઝગડો થશે નહી, યુધ્ધ થશે નહી. અયોધ્યાકાંડની ગૃહસ્થાશ્રમી ઓને બહુ જરૂર છે. કલહનું મૂળ પૈસા અને પ્રતિષ્ઠા હોય છે. અયોધ્યા કાંડનું ફળ છે નિર્વેરતા.

શાસ્ત્ર તો કહે છે કે, પહેલા ઘરના દરેક મનુષ્યમાં ભગવત ભાવ રાખવો. ભાઇમાં જેને ભગવાન ન દેખાય તેને મંદિરમાં પણ ભગવાન દેખાવાના નથી.

કૈકેયીએ રઘુનાથજીને કહ્યું "મેં ભરતને રાજય આપ્યું છે, ત્યારે રામ વનવાસ વખતે કહયું... માં મારો

ભરત રાજા થતો હોય તો હું કાયમને માટે વનમાં રહીશ. મારી એકજ ભાવના છે મારો ભાઇ સુખી થાય''

પ્રભુએ સૃષ્ટિ ઉત્પન્ન કર્યા પછી એક-એક પદાર્થમાં પ્રભુએ પ્રવેશ કર્યો. સર્વમાં ઇશ્વર છે. મારા ભાઇ બહેનમાં પણ એજ ઇશ્વર છે. રામે અલૌકિક આદર્શ બતાવ્યો કે ભાઇના સુખ માટે રામ હસતા-હસતા વનમાં ગયા. ભરતનો રામ પ્રત્યેનો પ્રેમ એવો જ દિવ્ય છે. ભરતજીએ રાજ્ય લેવા ના પાડી છે. મારા મોટાભાઇ જંગલમાં ફરે છે. કંદમૂળ ખાય છે. મારા લીધે ભાઇને દુઃખ થયું છે. અયોધ્યાકાંડના પાઠથી યુધ્ધનો નાશ થાય છે. જીવનને વિશુધ્ધ પ્રેમમય બનાવો.

**(૩) અરણ્ય કાંડ :-** અરણ્યકાંડ નિર્વાચન બનાવે છે. અરણ્યમાં રહી મનુષ્ય તપ ન કરે ત્યાં સુધી તેના જીવનમાં દિવ્યતા આવતી નથી. રામજી એ રાજા હોવા છતાં સીતાજી સાથે વનમાં રહી તપશ્ચર્યા કરી છે. પહેલાં તપ પણ રામ રજા થયા છે. પહેલા તપશ્ચર્યા કરી હશે તો ભોગ ભોગવવામાં તે હંમેશા સાવધ રહેવાશે.

જેટલા મહામાનવી થયા તે સર્વ અરણ્યમાં રહેતા હતા. મહાપ્રભુજી એ ઉઘાડા પગે ભારતની પ્રદક્ષિણા કરી છે. તેઓ બે વસ્ત્ર થી વધારે વસ્ત્ર રાખતા ન હતા. જીવનમાં તપશ્ચર્યાની ખૂબ જરૂર છે. વનવાસ વગર જીવનમાં સુવાસ આવશે નહિં. વનવાસ વગર જીવનમાં સાત્વિકતા આવતી નથી. વનવાસ મનુષ્યના હૃદયને કોમળ બનાવે છે. વનવાસમાં ખાત્રી થઇ જાય છે કે, ઇશ્વર સિવાય મારૂ કોઇ નથી.

રામચંદ્રજી ભગવાન છે છતાં બતાવ્યું છે કે, તપ વગર વાસના મરતી નથી. ઉત્તમ સંયમ એ તપ છે. પહેલો સંયમ જીભ ઉપરનો રાખનારો હોય છે. વનવાસ દરમ્યાન રામજી ફળાહારી રહયા છે. અન્નમાં રજોગુણ છે. સાત્વિક આહાર વગર કોઇ કામને મારી શહે નહી. અરણ્યકાંડમાં બતાવ્યું છે કે, વાસના ઉપર વિજય મેળવવો હોય તો જીવન ખૂબ સાત્વિક બનવું પડશે. રાવણ રૂપી કામને મારવા અરણ્યવાસ તપસ્યા જરૂરી છે.

અરણ્યવાસ કાંડમાં શુપર્ણખા – મોહ અને શબરી એટલે શુધ્ધ ભક્તિ મળે છે. સૂર્પણમાં (સંપૂર્ણ) એટલે જીવના મોહની સામે ભગવાન જોતા નથી. મોહને કાપી નાખો અને શુધ્ધ ભક્તિને અપનાવો.

**(૪) કિષ્કિન્ધા કાંડ :-** કિષ્કિન્ધા કાંડમાં સુગ્રીવ અને રામની મૈત્રી થાય છે. કામની દોસ્તી જયાં સુધી મનુષ્ય છોડે નહીં ત્યાં સુધી પ્રભુ સાથે મૈત્રી થતી નથી. સુગ્રીવ અને રામજીના મિલનની કથા આ કાંડમાં છે. કિષ્કિન્ધા કાંડ જીવ ઇશ્વરની મૈત્રી બતાવે છે. સુગ્રીવ એ જીવાત્મા અને રામજીએ પરમાત્માં છે. બંનેનું મિલન અને મૈત્રી ત્યારે થાય જયારે હનુમાનજી મધ્યસ્થી બને જેનો કંઠ સારો એનું નામ સુગ્રીવ. કંઠની શોભા આભૂષણથી નથી કંઠની શોભા બ્રહ્મચર્ય અને રામનામ થી છે. જીવ ઇશ્વરની મૈત્રી બ્રહ્મચર્ય સિવાય થઇ શકે નહી. હનુમાનજી બ્રહ્મચર્યનું પ્રતીક છે. બ્રહ્મચર્યના બળ વિના ભજનમાં આનંદ આવતો નથી કારણ કે, એકાગ્રતા થતી નથી. સુગ્રીવને રામ અપનાવે છે તે હનુમાનજી આ ઉપકારથી.

**(૫) સુંદર કાંડ :–** જીવ ઇશ્વરની મૈત્રી થઇ એટલે જીવન થયું સુંદર. સુંદરકાંડમાં રામ ભકત હનુમાનજીની કથા આવે છે. ભાગવતમાં જેમ દશમસ્કંધ તેમ રામાયણમાં સુંદરકાંડ છે. સુંદરકાંડમાં હનુમાનજીને સીતાજીના દર્શન થાય છે. સીતાજી એ પરા ભક્તિ છે. જેનું જીવન સુંદર થાય તેને પરા ભક્તિના દર્શન થાય છે. સંસાર સમુદ્રને જે ઓળંગે તેને પરા ભક્તિનાં દર્શન થાય છે. અને તે ઓળંગે છે એકલા હનુમાનજી. બ્રહ્મચર્ય અને રામનામના પ્રતાપે હનુમાનજીમાં દિવ્ય શક્તિ આવી છે. હનુમાનજી સિવાય બીજો કોઈ આ દરિયો ઓળંગી શકયો નથી.

સમુદ્ર ઓળંગે એટલે પહેલાં રસ્તામાં સુરસા મળે છે. સુરસા ત્રાસ આપશે. સારા સારા રસો એ સુરસા છે. સુરસા હતી નવીન નવીન રી લેવાવાળી વાસનામય જીભ. એજ સુરસા સુરસાને હનુમાનજી મારે છે જેને સંસાર સાગરરૂપી દરિયો ઓળંગવો છે, તેણે જીભને મારવી પડશે. જીભ વશ કરવી પડશે.

જીવનને સુંદર બનાવવું હોય તો તેને ભક્તિ મય બનાવી સીતાજીએ પરાભક્તિ છે. પરાભક્તિ છે ત્યાં શોક રહેતો નથી તેથી તેનું નામ અશોકવન.

**(૬) લંકા કાંડ :–** જીવન સુંદર થવું ભકિતમય થવું ત્યાર પછી લંકાકાંડ માં રાક્ષસો મરે છે. રાક્ષસો મરે છે એટલે કામ કરે છે, ભક્તિ મહારાણીના દર્શન થાય એટલે જીવન સુંદર થયું એટલે લંકાકાંડમાં રાવણ મર્યો અર્થાત કામ મર્યો.

જીવન સુંદર કયારે બને જયારે જીવન ભકિતમય થાય ત્યારે કામને જે મારે તે કાળને મારી શકે છે. જેને કામ મારે છે તેને કાળ પણ મારે છે. લંકા શબ્દને ઉલટાવો એટલે થશે કાલ. કાળ સર્વને મારે છે, પણ હનુમાનજી કાળને મારે છે. હનુમાનજીને કાળ મારી શકે નહી કારણકે, તેઓ બ્રહ્મચર્ય પાળે છે અને પરાભક્તિ નાં દર્શન કરે છે.

**(૭) ઉત્તર કાંડ :–** તુલસીદાસજીએ સર્વસ્વ ઉત્તરકાંડમાં ભર્યુ છે. ઉત્તર કાંડમાં મુકિત મળશે. કાક ભુસંડી અને ગરૂડના સંવાદ વારંવાર વાંચો. રાક્ષસો ન મરે, કામ ન મરે ત્યાં સુધી ઉત્તરકાંડમાં પ્રવેશ મળતો નથી. ઉત્તરકાંડમાં ભક્તિની કથા છે. ભક્ત કોણ ? ભગવાનથી એક પણ ક્ષણ વિભક્ત ન થાય તે ભક્ત.

પૂર્વાધમાં રાવણ ને મારે તેનો ઉત્તરકાંડ સુંદર બને છે. જીવનના યૌવન કાળમાં જે કામને મારે તેની વૃધ્ધાવસ્થા સુંદર બને છે. એટલે જીવન સુધારવાનો પ્રયત્ન યૌવન વસ્થામાં જ કરવો જોઇએ.

આ સાતકાંડનું નામ આપ્યું સોપાન. માનવ જીવનની ઉન્નતિના આ સાત પગથિયાં છે. રામકથા સાગર જેવી છે.

આ સાતકાંડનું રહસ્ય કહયું છે, ખરેખર રામ કથાતો અમૃત કથા છે.

- મહંતશ્રી દયાનંદદાસજી સાહેબ

કબીર સેવાશ્રમ, કંબોઇ

# નીતિ ધર્મનો પાયો

આપણા જીવન સાથે નીતિ એક યા બીજી રીતે તથા સીધી કે આડકતરી રીતે જોડાયેલી છે. નીતિને ધર્મનો પાયો માનવામાં આવે છે. માણસના જીવનમાં નીતિ અગત્યનો ભાગ ભજવે છે. માણસના જીવનને ટકાવી રાખવા તેણે ધંધો ઉદ્યોગ કે નોકરી કરી અર્થોપાર્જન કરવું પડે છે. અનીતિથી મેળવેલું ધન ટકતું નથી, અને તેનો ભોગ પણ પછીની પેઢી બને છે. નીતિ તથા ધર્મને સાથે રાખીને કરેલા કર્મો વિશેષ ફાયદાકારક હોય છે. નીતિમાન લોકોનું સમાજમાં પણ સ્થાન હોય છે. નીતિએ શુધ્ધ ચારિત્રયનો પુરાવો છે.

અનીતિથી કરેલા કામોના પરિણામ સારા આવતા નથી. અનીતિ અનિષ્ટ તત્વોને પણ આમંત્રણ આપે છે. અનીતિ અશિષ્ટ વ્યવહારનું ઉદાહરણ છે. નીતિ સદાચાર, મર્યાદા તથા લિજ્જતની નિશાની છે. મહાભારતમાં નીતિ શાસ્ત્રને પૃથ્વીનું અમૃત ગણ્યું છે. નીતિવાનને સન્માન મળે છે. નીતિથી જીવનમાં સુદ્દઢતા, શિસ્ત, આત્મવિશ્વાસ તથા સમૃધ્ધિ આવે છે. ભ્રષ્ટતા માનવીને દુઃખોની ગર્તામાં લઇ જાય છે.

આપણે ત્યાં નીતિના પણ વિવિધ પ્રકારો છે. જેમ કે રાજનીતિ, અર્થનીતિ, આરોગ્યનીતિ, ધર્મનીતિ, સરકારી નીતિ વિગેરે. સરકાર પણ વિવિધ નીતિઓ કે આયોજનો ઘડે છે. આપણે ત્યાં એક નીતિ આયોગ પણ કાર્યરત છે. કળયુગમાં નીતિવાન થવું અઘરૂ છે. માણસને લોભ લાલચ કે લાચારીને કારણે ઘણીવાર નીતિ કોરાણે મુકવા પડે છે કે આગ્રહને વશ થઇને નીતિના બંધનો છુટી જાય છે. નીતિ તથા પ્રમાણીકતા હોય તો જીવનમાં વિકાસ સાથે સમૃધ્ધિનું આગમન થાય છે. જે માણસ અનીતિવાન છે તેને ગ્રહો પણ છોડતા નથી. નીતિવાન લોકોની પડખે ગ્રહો પણ ઉભા રહે છે.

નીતિ જેવો જ એક ભળતો શબ્દ છે "નેતિ" નેતિ એટલે કે ન ઈતિ. આપણે ત્યાં ભોળાનાથનું એક જાણીતું ભજન પણ છે જેના શબ્દો છે...

**નેતિ નેતિ જ્યાં વેદ કહે છે, મારુ ચિતડુ ત્યાં જાવા ચહે છે**
**શંભુ ચરણે પડી માંગુ ઘડીએ ઘડી દુઃખ કાપો, દયા કરી દર્શન શિવ આપો,**

નીતિ નિયતિને પણ બદલી શકે છે. આપણી દરેક નીતિ સ્પષ્ટ હોવી જરૂરી છે. નીતિવાન ઉચે પદે જઇ શકે છે. આપણે જે કામ કરીએ તેમાં આપણી નીતિ હિસ્સો કે ફરજ અગત્યના તત્વો છે. નીતિનો નાદ, અહર્નિશ ફરતો રહેતો જીવનમાં સુદ્રઢતા આવે છે. આપણા શાસ્ત્રો, પુરાણોમાં પણ નીતિને અગત્યનું સ્થાન અપાયું છે. નીતિ શતક નામે જાણીતો ગ્રંથ પણ છે. જીવનને સુસ્થિર, સુદઢ અને સંસ્કારી બનાવવા માટે નીતિ તથા તેના સ્વરૂપો પણ મહત્વનો ભાગ ભજવે છે.

પ્રવર્તમાન સમયમાં નીતિ, નિયમો, બંધનોનું પાલન જરૂરી છે. આપણે આપણા ધર્મનો પાયો, નીતિથી જ સુદઢ કરી શકીએ છીએ. આવો, આપણે પણ નીતિવાન થઇને આપણને મળેલુ માનવ જીવન ધન્ય તથા સાર્થક કરીએ.

(ધર્મલોક) - સુધીરભાઇ સી. સોલંકી
જેસાવાડા

॥ સત્યનામ ॥

# સુરતી ફસી સંસાર મેં

તન થિર મન થિર વચના થિર સુરત નિરત થિર હોય

કહે કબીર તા દાસ કો કાલ ન વ્યાપે કોય

સુરતિ ફસી સંસાર મેં, તાતે પડી ગયો હૈ દૂર;

સુરત બાંધ અસ્થિર કરો, આઠે પહોર હજુર.

શ્રી બંદી છોડ સદ્‌ગુરૂકબીર સાહેબ સત્યજ્ઞાન આપે છે કે જયાં સુધી તન (શરીર), મન, સુરત નુરત સ્થિર નથી ત્યાં સુધી ગમે તેટલું જ્ઞાન કરો, ગમે તેટલા વિદ્વાન બની જાય, સાખી–શબ્દ–વાણી–વચન બનાવે, જગતમાં વાહવાહ થાય તોપણ અંતે તો ચોરાસી ખાણીમાં જ જાય કારણ કે મનોવૃતિ બહિર્મુખી છે. ભટકે છે જયાં સુધી મનોવૃતિ બહાર ભટકે છે ત્યાં સુધી બધું જ ખોટું છે તેથી વિષય, વિકાર, વાસના, મોહ, મમતા, અહંકારમાંથી મુકત થઇ શકાય નહિ અને તેમને ત્રણે કાળમાં આત્મજ્ઞાન શકય નથી, સંભવિત પણ નથી. એટલે સતગુરૂકબીર સાહેબ કહે છે કે...

જ્ઞાન કથી ગાડા ભરે મટે નહીં મનનો વિખવાદ;

કહે કબીર કડછા કંદોઇના, કદી ના પામે સ્વાદ.

મનુષ્ય દેહમાં જ સુરતી શબ્દ મિલન થઇ શકે છે. અન્ય કોઈપણ દેહમાં નહિ, શકય પણ નથી. કારણ કે મનુષ્ય દેહમાં જ સુરતિ છે; અન્ય દેહમાં નહિ. એટલે જ સતગુરૂકબીર સાહેબ કહે છે કે...

ઔર દેહમાં સુરતી નાઇ ।

મનુષ્ય દેહ મેં સુરતિ પાઇ ॥

સુરતિ–નિરતિ વિના સ્વયં અનુભવ આત્મજ્ઞાન સંભવિત નથી. સઘળો આધાર સુરત–નુરત જ છે. સતગુરૂ કબીર સાહેબનો ભેદ માર્ગ સુરતિ યોગ છે અન્ય કોઈપણ નહિ એ પણ ઘટભીતર (દેહ ભીતર) અંતર મુખ ભેદ માર્ગ છે એટલે જ એક સંતે કહયું છે કે...

બેની મુને ભીતર સદ્‌ગુરૂ મળીઆ

ઘટ ભીતર દેહમાં જ અંતરમુખી થવાની જરૂર છે. ઘટ ભીતર માર્ગ સાધના ભેદ હોય તો જ અંતર્મુખી થઇ શકાય છે. તે વિના સંભવિત પણ નથી જો અંતર્મુખ ભેદ માર્ગ મળે, અંતર્મુખ બનીએ તો જ મન ઈન્દ્રિયો, બુધ્ધિ પર કાબૂ મેળવી શકાય છે તે વિના સંભવિત પણ નથી.

સુરતિને સ્થિર કરવા માટે અંતર્મુખ અભ્યાસની ખૂબ ખૂબ જરૂર છે, અભ્યાસ સાધના વિના સુરતિ ત્રણેય કાળમાં સ્થિર થતી નથી. એટલે જ સદ્‌ગુરૂ કબીર સાહેબ કહે છે કે...

કરત કરત અભ્યાસ, જડ મતિ હોત સુજાણ;

રસ્સી આવત જાત હૈ, શિલા પે પડત નિશાન.

કાયમ માટે અંતરમુખ ભેદ માર્ગ સાધના થી જડ મત (અજ્ઞાત–અવિદ્યા) માયા અહંકારથી અલગ થાય છે, જ્ઞાનમાર્ગ ખૂલે છે. સ્વયં અનુભવ થતો જાય છે. વિષય–વાસના–મોહ–મમતા–અહંકાર માંથી મુકત થતો જાય છે. મન–ઈન્દ્રિયો પર કાબૂ આવતો જાય છે. સુરતિ ધીમે ધીમે સ્થિર–શાંત થતી જાય છે. જેમ કુવાની ધાર પર દોરડા વડે પાણી ખેંચવામાં આવતા કુવા પરના પથ્થરની ધાર પર દોરડાના નિશાન પડીને પથ્થર કપાઇ જાય છે તેમ નિરંતર અભ્યાસ–બંદગીથી સુરતિ સ્થિર દેહભીતર શબ્દમાં સ્થિર થતી જાય છે. મન–ઈન્દ્રિયો પર કાબૂ આવતો જાય છે. એટલે અભ્યાસની અતિ–આવશ્યકતા છે. એટલે જ શ્રી ગંગાસતી કહે છે કે...

**અભ્યાસ જાગ્યા પછી ભમવું નહીં પાન બાઇ ।**

અભ્યાસ ફકત સુરતિ યોગનો જ કરવો અન્ય કોઇ નહિ, જપ–તપ–યજ્ઞ–પુજા–પાઠ–તીર્થ–વ્રત–પૃથ્વી પ્રદક્ષિણા, કર્મકાંડ–યોગ કરવાથી કયારેય તન–મન સ્થિર થતું નથી તે બધું બંધનકારક ફંદા છે એટલે જ સદ્‌ગુરૂ કબીર સાહેબ કહે છે કે...

**જપતપ સંયમ સાધના, સબ સુમિરણ કે માંહિ ।**
**કહૈ કબીર જાને સંતજન, સુમિરણ સમ કછું નાંહિ ॥**

સંતશ્રી દાસી જીવણ સાહેબ કહે છે કે...

**જપતપ કર કોટી જગન કર, કાશી જઇ કરવત લેતા ।**
**મુવા પછી મુક્તિ નહીં પામે, મરજો જોગી અવધુતા ॥**

ખરેખર સંતોએ સાચું કહયું છે કે જીવતા જીવ આત્મસ્વરૂપ અનુભવ કરવો ને વિષય, વાસના, મોહ, મમતા, અહંકારથી મુકત થઇ નિષ્કામ નિષ્કર્મથી સાહેબ સ્વરૂપ સ્થિત થવું એ જ સાચી ભક્તિ મુક્તિ છે.

ભજન, બંદગી, અભ્યાસ, આચરણ, ત્યાગ, વૈરાગ્ય ધારણ કર્યા વિના તન, મન, ઈન્દ્રિયો, બુદ્દિ કયારેય સ્થિર થતા નથી. જો ભજન, બંદગી, અભ્યાસ, આચરણ ધારણ કરે તો જ કાળ, ઝાળ, કલેશ, ભાસ, અધ્યાસ માનંદી કલ્પના ભ્રમણા રહિત થઇ જાય છે ને મુકત થઇ જાય છે.

**શબ્દ વિના સુરતી આંધળી, કહો કહાં કો જાય;**
**દ્વારા ન પાવે શબ્દ કા, ફિર ફિર ભટકા ખાય.**

**॥ સાહેબ બંદગી ॥**

**- ભકતશ્રી વિનોદદાસજી સાહેબ**
**મુ. રાછરડા, તા. જી. દાહોદ. મો. ૯૮૯૮૫૩૪૬૨૮**

॥ સત્યનામ ॥

# દોલતનો અર્થ

એક ગરીબ માણસ હતો. તે અર્ધો ભકત જેવો હતો. પણ પૈસા મેળવવાની થોડી ઇચ્છા એના મનમાં રહી ગઇ હતી. તેથી તે સાધુઓ પાસે જતો. ગાંજા, તમાકુની ચલમો ભરી આપતો અને જયારે એ લોકો પોતાની લેહરમાં આવીને ઠંડા પહોરના ગપાટા હાકે ને રસાયણ તથા કીમિયાની વાતો કરે ત્યારે પોતે ખુશ થઇને હા માં હા મિલાવતો હતો. એમ કરતા કરતા એક વખત કોઇ ભલો સાધુ આવી ચડયો. તેની પાસે પણ એ માણસે નાણા સબંધી પોતાના દુઃખની વાતો કહી અને કહ્યું કે "મહારાજ તમારા જેવા મહાત્માઓના પ્રતાપથી ગુજરાન તો ચાલ્યુ જાય છે. પણ હજી સુધી કઇ પૈસાવાળો થયો નહિ. હવે તો એક તડાકે દોલત મળી જાય એવું કંઇક કરો. કાંઇક આંક ફરકે કે છક્કો–પંજો બતાવી દો, તો કામ થાય"

મહારાજે વિચાર્યુ કે આ માણસ છે તો ભલો પણ અજ્ઞાનથી બિચારો લોભમાં પડી ગયેલો છે અને આ મૂર્ખાઓ ચાંદી– સોનું બનાવવાની વાતો કરીને ઉલટા એને ભરમાવે છે. માટે તેને કંઇક સમજાવવો જોઇએ એમ વિચારી મહારાજે કહ્યું કે "બેટા તુમ કો કયા ચાહિયે ?"

તે ગાંડા માણસે કહ્યું કે " દોલત "

મહારાજે પૂછયું, " દોલતનો અર્થ શું ? "

તેણે કહયું " પૈસા "

મહારાજે કહ્યું કે " નહિ અમારા ગુરૂજી એ અમને એનો જુદો અર્થ શીખવેલો છે."

તે માણસે કહ્યું કે " દોલતનો વળી બીજો અર્થ શું ? "

મહારાજે કહ્યું કે " દો એટલે બે અને લત એટલે લાત. બે લાત ખાવી તેનું નામ દોલત "

"બેટા પૈસા ત્યારે આવે છે ત્યારે કયે ઠેકાણે બે લાત વાગે છે એની તને ખબર છે? " આવતી વખતે છાતીમાં અને માથામાં તે લાત કરે છે. તેથી દોલતવાળા છાતી કાઢીને ચાલે છે. કારણ કે લાત વાગવાથી તેઓની છાતી ઉંચી ને ઉંચી રહે છે. માથુ પણ અકકડ ને અકકડ રહે છે. એ પણ કોઇ પાસે નમતું નથી. એટલુ જ નહી પણ પૈસા જાય છે ત્યારે પણ બે લાત ડોકી ઉપર મારે છે. તેથી જેનું નાણુ દોલત જાય તેની કેડનો કાંટો ભાંગી જાય છે. અને તેની ગરદન ઝુકી પડે છે. એ પછી કોઇની સાથે ઉંચે જોઇ શકતો નથી. આવી રીતે લક્ષ્મી આવે છે.

ત્યારે પણ લાતો ખાવાની છે અને જાય છે ત્યારે પણ લાતો ખાવાની છે. એ લાતો માંથી બચવા સાધુ બાવા થઇને ઘરબાર છોડીને અને તીર્થ કરવા નીકળ્યા છીએ. હવે અમારી પાસે દોલત કયાંથી? દોલત ને જો અમારી પાસે રાખવી હોય તો ઘરબાર શું કરવા છોડીયે? ને બાવા શુ કરવા થઇએ? બેટા આજ થી યાદ રાખજે કે સાધુઓની પાસે દોલત માંગવા જવું એ પાપમાં પડવા જેવું. અને તેઓને પાપમાં નાખવા જેવું કામ છે. આટલું જ નહિ, જે સાધુઓ કીમિયાની ને આંક ફેરવવાની વાતો કરી મોહમાં ફસાયેલા જીવોને મોહમાં ડૂબાવે તો તેઓ પણ પ્રભુના ઘરના અપરાધી છે. તેમને પ્રભુ રોટલી આપે છે, ત્યારે શા માટે દોલત ખાવા બે લાત ખાવા જાય છે ? કુબેરનો ભંડાર ઇન્દ્રનું ઇન્દ્રાસન મળેતો પણ જીવને તૃપ્તિ થતી નથી.

- રમેશભાઇ ખાંટ

ધાવડી ફળીયા

॥ સત્યનામ ॥

# ભજનામૃત

૧. વારે વારે અવરસ નહિ આવે

વારે વારે અવસર નહિ આવે રે
તમે ભજન સવાયા કરજો... તમે ભજન...
સંસાર સાગર મોહજળ ભરીયો તરી શકો તો તરજો.
જગ જીવનનું જહાજ લઇને ઓલેરે પાર ઉતરજો... તમે
માણેક ચોકમા માણુ રે મેલ્યું ભરી શકો તો ભરજો.
હીરા માણેકને રતન પરવાળા પારસ થઇને પરખજો... તમે
દોનું દિવા આગળ ઝળકે નાભી કમળ બીચ ધરજો.
હૃદય કમળમાં હેત ધરી ને અમરવરને વરજો... તમે
સદ્‌ગુરૂ મળે ને સંશય પળે એવા સંત ચરણોમાં શીશ ધરજો.
ગુરૂ જોધા પ્રતાપે ભણે ભવાનીદાસ અમારા પુરમાં મળજો... તમે

૨. ભજન કરલે બીતી જાય ઘડી

ભજન કરલે બીતી જાય ઘડી તેરી નૈયા ભંવરમે પડી... ભજન...
ગર્ભવાસમેં ભક્તિ કબૂલી રક્ષા આન કરી
ભજન તુમારા કરુંગા મૈં સાહબ પકકા કોલ કરી... તેરી નૈયા
વહાંસે આયા હવા જબ લાગી માયા અમલ કરી
દૂધ પિયે મુસ્કાયે ગોદમેં કિલકી કઠિન કરી... તેની નૈયા
ખાવત પિવત ઓઢત ગલિયાનમેં ગુરૂ ચરઆવા બિસી
જવાન ભયો તરુણી સંગલામે અબ કહો કૈસી કરી... તેરી નૈયા
વૃધ્ધ ભયે તન કાંપન લાગે કંચન જાત ભઇ
કહે કબીર સુણો ભાઇ સાધો બિરયા જનમ ગઇ... તેરી નૈયા

૩. હરિને ભજતાં...

હરિને ભજતાં હજી કોઇની લાજ જતાં નથી જાણી રે
જેની સુરતા શામળિયા સાથ વદે વેદ વાણીરે.
વ્હાલે ઉગાર્યો પ્રહલાદ હિરણાકંસ માર્યો રે
વિભીષણને આપ્યુ રાજ રાવણ સંહાર્યો રે... હરિને
વ્હાલે નરસિંહ મહેતાને હાર હાથો હાથ આપ્યો રે
ધ્રુવ મે આપ્યું અવિચલ રાજ પોતાના કરી સ્થાપ્યો રે.
વ્હાલે મીરાં તે બાઇના ઝેર હળાહળ પીધાં રે
પાંચાલીના પૂર્યા ચીર પાંડવ કામ કીધારે... હરિને
આવો હરિ ભજવાનો લાવો ભજન કોઇ કરશે રે
કરજોડી કહે ગેમલદાસ ભકતોનાં દુઃખ હરશે રે... હરિને

॥ સત્યનામ ॥

### ૪. રામ ભજન વિણા નહીં નિસ્તારા

રામ ભજન વિણા નહીં નિસ્તારા
પ્રભુ ભજન વિણ નહીં નિસ્તારા
જાગ જાગ નર તું કયો સોતા
જાગ્રત નગરી મેં ચોર ના લૂટે ઝખ મારેગા યમદૂતા
જપ કર તપ કર કોટિ યજ્ઞ કર કાશી જઈ કરવત લેતા
મુઆ પીછે છે નર મુક્તિ રે માંગે જગત સરજે જડ ભૂતા
જોગી હોકર જટા બઢાવે અંગ લગાવે ભવ ભૂતા
એક દમડી કે કારણ દેહ જલાવે વો જોગી નહીં જગ ધૂતા...
મુલ્લા હોકર બાંગ પુકારે યું કયા સાહબ બેરા હૈ
કીડી કે પાઉ મેં નુપુર બાજે વો સાહબ તેરા સુનતા હૈ
જાકી સુરતા લાગી સાહબસે કામ ક્રોધ કો દેદંડા
અધર તખત પર આસન રખતા વો જોગી બડે અવધૂતા..
સુતા સો નર ગયા ચોરાશી જાગ્યા સો નર જીત્યા
રામાનંદકા ભણે કબીર અનુભવિયા અનભે પોંકયા...

### ૫. મનવા રેની ભજનમાં ભળી...

મનવા રેની ભજનમાં ભળી આતે વેળા જાય છે ઢળી
જોબનના દાડા જાતા રહેશે જેમ કરમાય છે કળી
જરા આવે કાંઇ જોર નહીં ચાલે પછી પીંખાશે પળી
સંઘર્યુ હશે તે સાથે નહીં આવે સરવે જાશે સળી
હેતે કરીને વાવરજે હાથે બાકીનું જાશે બળી
માનવી ઝાડ છે મૂળ વિનાનું ધર્મવિના જાશે ઢળી
આગળ ખાવાને અભાગિયા કાંઇક મૂકી એને મળી
કાળનું દળતો કારમું આવશે દેહ નાખ શે દળી
ભોજો ભગત કહે તું રહેશે બીજું સરવે જાશે દળી

(ક્રમશઃ)

સંકલન
- મહંતશ્રી છગનદાસજી સાહેબ
સદ્‌ગુરૂશ્રી કબીર મંદિર, જેસાવાડા

॥ સત્યનામ ॥

# સાખી જ્ઞાન

૧. **શીશ હરન ગુરૂ પારધી રામનામ કે બાણ**
**લાગા તબહી ભય મિટા તબહી નિકસે પ્રાણ**

શિષ્યરૂપી હરણને સદ્‌ગુરૂ પારધીનું રામબાણ લાગતાં જ પ્રાણ નીકળી અને નિર્ભય થઇ ગયા. અર્થાત સદ્‌ગુરૂના જ્ઞાન થી કલ્યાણ જ થાય છે.

૨. **સદ્‌ગુરૂ તો ઐસા મિલા તાતે લોહ લુહાર**
**કસની દે કંચન કિયા તાપ લિયા તતસાર**

જેમ તપેલા લોખંડના ટુકડાને ઘણથી ટીપીને ધારદાર બનાવનાર લુહાર તેમ સદ્‌ગુરૂ સ્વરૂપ વિમુખ નર જીવોને જ્ઞાન સાધન કસોટી પર કસીને શુધ્ધ કંચન જેવા બનાવે છે. અર્થાત તત્વ સ્વરૂપમાં પુનઃ મેળવી દે છે.

૩. **પારસ લોહા પરસતે પલટિ ગયો સબ અંગ**
**સંશય સબહી મિટિ ગયા સદ્‌ગુરૂ કે પ્રસંગ**

જેમ પારસમણિના સ્પર્શથી લોખંડનું સોનું બની જાય છે તેમ સદ્‌ગુરૂના જ્ઞાન–સ્પર્શથી શરણાગતના સર્વ સંશય નિવૃત્ત થઇ જાય છે.

૪. **ગુરૂ કુમ્હાર શિષ કુંભ હૈ ઘડી ઘડી કાઢે ખોટ**
**અંદર હાથ સહાર દે બહાર મારે ચોટ**

સદ્‌ગુરૂનું કાર્ય કુંભાર જેવું છે. જેમ કુંભાર બહારથી ટીપે છે અને અંદરથી સહારો આપે છે તેમ સદ્‌ગુરૂ પણ શિષ્યને ખોટા રસ્તે ચાલતો હોય તો તેને અવારનવાર ઠપકો આપે છે. જ્ઞાન જલ ગ્રહણ કરવા યોગ્ય શુધ્ધ પાત્ર બનાવે છે.

૫. **ગુરૂ ધોબી શિષ કાપડા સાબુન સિરજન હાર**
**સુરતિ શિલા ધોળપે નિકસે જયોતિ અપાર**

શિષ્ય અંતઃકરણ રૂપી પટ શુધ્ધિ માટે સદ્‌ગુરૂ ધોબીનું શરણ લે છે અને તેમના બતાવ્યા મુજબની લક્ષ શિલા પર ધોવે તો અપાર પ્રકાશ પ્રગટ થાય છે.

૬. **સદ્‌ગુરૂ બડે સુનાર હૈ પરખે વસ્તુ ભંડાર**
**સુરતિ નિરતિ મિલાપ કે મેટિ ડારે ખુટકાર**

નિજજ્ઞાન કસોટી પર પારખ કરવાવાળા સદ્‌ગુરૂ શ્રેષ્ઠ સોની છે. પોતાનામાં લક્ષ નિષ્ઠામાં જીવોની સુરતિવૃત્તિ લગાવીને સર્વ ચિંતાઓ દૂર કરે છે.

૭. **સદ્‌ગુરૂ બડે જહાજ હૈ જો કોઇ બેઠે આપ**
**પાર ઉતારે ઓર કો અપનો પારસ લાય**

સદ્‌ગુરૂરૂપી જહાજ પર જે કોઇ આવીને બેસે છે તેને પોતાના તરફથી પાર લગાવીને ભવસિંધુ થી પાર કરી દે છે.

ક્રમશઃ

- સાખી ગ્રંથ

॥ સત્યનામ ॥

# કિંમત અને મૂલ્ય

કોઈપણ નોકરી ધંધામાં સિન્સિયારીટી કરતાં સિનિયોરીટી વધારે મહત્વની ગણાય છે. માણસ નિષ્ઠાવાન હોય કે આળસું નફફટ. બંને માટેનું પગાર ધોરણ એક સરખું હોય છે. બંને ને પેન્સનના કે અન્ય લાભના ફાયદા એક સરખા લાગુ પડે છે. સ્થૂળ અર્થમાં બંને ની કિંમત અને એક સમાન છે. કિંમત અને મૂલ્યની ભેળસેળ થઈ જાય ત્યારે કદાચ વ્યવસ્થાતો જળવાઈ જાય છે. પરંતુ ગુણવત્તા જોખમાય છે. આ વાત ભૂલવાનું ભારે પડે છે.

માણસ ઉદાર હોય કે કંજૂસ બંને માટે રેલ્વે-બસની ટિકીટ નો દર એક સરખો જ રહે છે.

માણસ સજ્જન હોય કે દુર્જન, બંને જણાને ચૂંટણીમાં એકજ મત આપવાનો સમાન હકક હોય છે. આ બધી સ્થૂળ કિંમતની વાત નથી. સ્થૂળ કિંમત સમાન હોય છતાં બંનેનું મૂલ્ય જુદું હોય એવું સતત જોવા મળે છે. સમાન કિંમત ધરાવતાં બે પુસ્તકોનું મૂલ્ય સમાન હોય એવું ભાગ્યે જ બને છે. વિસ્મયની વાત એ છે કે મૂલ્યવાન ચીજની કિંમત ઓછી હોય છે અને જે ચીજની કિંમત મોટી હોય છે એનું મૂલ્ય અલ્પત્તમ હોય છે. કિંમતને આધારે મૂલ્ય આંકવામાં જોખમ છે.

આમ છતાં પણ જીવનને રંગમંચ ઉપર સ્થાયી પ્રભાવ તો મૂલ્યનો જ પડે છે. નિષ્ઠાવાન કર્મચારી નિવૃત્ત થાય ત્યારે એને મળતી પેન્શનની રકમ, આળસુ, નફફટ કર્મચારીને મળતી રકમ જેટલી જ હોવા છતાં બંનેને મળતા આદરમાં ખાસ્સો તફાવત હોય છે. નિષ્ઠાવાન માણસની નિવૃત્તિ અનેક લોકોના દિલમાં રંજ પેદા કરે છે. જયારે આળસુ-નફફટ કર્મચારીની નિવૃત્તિ અનેકના હૈયે રાહત આપે છે.

પોતાના જીવનને પારદર્શક અને પવિત્ર રાખનારો માણસ સંસારમાં લોકચાહના અને લોક આદર પામે છે. કેટલાક મહાપુરૂષો અને મહાત્માઓને આદર પૂર્વક યાદ કરીએ જયારે આપણા કેટલાક નજીકના સગા-સંબંધીઓને આપણે ઈરાદા પૂર્વક યાદ કરીએ છીએ જયારે આપણા કેટલાક નજીકના સગા-સંબંધીઓને આપણે ઈરાદાપૂર્વક ભૂલવા પ્રયત્ન કરીએ છીએ.

કુદરતે માણસને ચોવીસ કલાકનો દિવસ આપ્યો છે. સંત સાધુને ચોવીસ કલાકનો અને શેતાનને પણ ચોવીસ કલાકનો દિવસ. બંનેને શરીરના અંગો પણ સમાન આપ્યા છે. સજજનો ને ચાર હાથ આપ્યા નથી અને દર્જનોને એક હાથ આપ્યો નથી. ઉધમી વ્યકિતને ત્રીસ કલાકનો દિવસ અને આળસુ વ્યકિતને વીસ કલાકનો દિવસ આપ્યો નથી. છતાં બંનેનું જીવન ગુણવત્તાની દ્રષ્ટિએ એક સરખું કયાં હોય છે? સો રૂપિયાની નોટ નવી હોય કે જૂની બંનેની કિંમત અને બંનેની ખરીદ શકિત સમાન હોય છે. છતાં આપણને નવી નોટ વધારે ગમે છે.

પોતાનું મૂલ્ય વધારવાનું કે ઘટાડવાનું માણસના હાથમાં છે. પ્રામાણિક માણસો મૃત્યુ પામે ત્યારે સંસારને એમની ખોટ પડે છે. દુષ્ટ અને દુર્જન વ્યકિતનું મૃત્યુએના સ્વજનોને પણ નિરાંતનો અનુભવ ધરાવે છે.

માનવ મનની એક વિચિત્રતા છે કે એની પોતાની અંદર જે જે દોષો અને ઉણપો હોય છે એને એ બીજા લોકોમાં શોધવાનો પુરૂષાર્થ કરતો રહે છે. પોતાની અંદર છે, એવીજ ખામીઓ બીજાઓમાં શોધીને બીજાઓને બનાવતાં સંતોષ અનુભવે છે. બીજા લોકોના પાપ બતાવવા થી પોતાના પાપ ખતમ નથી થતાં આ વાત માણસ ભૂલી જાય છે.

એક ગુરૂના બે શિષ્યો હતા. બંને શિષ્યો પોતાને મહાન સમજતા હતાં. બંને શિષ્યો "તારા કરતાં હું મહાન છું" એવું પરસ્પર કહેતા હતાં, એક વખત ગુરૂને આ વાતની ખબર પડી. ગુરૂએ બંને શિષ્યોને કહયું કે "જે વ્યકિત બીજી વ્યકિતને મહાન સમજે છે તે વ્યકિત જ ખરેખર મહાન હોય છે." આ વાત સાંભળ્યા પછી બંને શિષ્યો તું મહાન છે એમ પરસ્પરને કહેવા લગ્યા.

આપણા નાના નાના અહંકાર, હઠાગ્રહ અને પૂર્વગ્રહ આપણને જીવન ભર પજવતા રહે છે. સહજ જીવન જીવવાનું ચૂકી જઇને આપણે દંભના પનારે પડીએ છીએ,

ચાલો આપણે સાવધ બનીને આપણી ભીતરમાં પાંગરેલી વિકૃતિઓને ટાળવાનો પ્રયત્ન કરીએ. જીવનમાં શેની કિંમત ચૂકવીએ છીએ તેનો વિચાર કરીએ.

- નારાયણભાઇ સોલંકી
દાહોદ

## પરમ શાંતિ

બહારની ધન દોલત, સુખ, સુવિધાઓ ગમે તેટલી મળી જાય. એનાથી કદી તૃપ્તિ થતી નથી. બહારની ભલે ગમે તેટલી પ્રતિષ્ઠા મળી જાય, સત્તા મળી જાય, અરે ! આખી ધરતીનું રાજય મળી જાય, સુંદરીઓ એની ચાકરીમાં લાગી જાય, છતાં પણ એને પરમ શાંતિ નથી મળી શકતી. પરમ શાંતિ તો એને મળે છે કે જેને પૂર્ણજ્ઞાન મળી જાય છે.

॥ સત્યનામ ॥

# પદ અને જવાબદારી

બ્રહ્મવૈવર્ત પુરાણમાં પદ અને જવાબદારી વિષે એક કથા છે. વૃત્રાસુરનો વધ કરવાથી ઈન્દ્રને બ્રહ્મહત્યાનું પાપ લાગ્યું. એ પાપના ભયથી ઈન્દ્ર એક સરોવરમાં સંતાઈ ગયો, અને ત્યાં તપ કરવા લાગ્યો. તેની ગેરહાજરીથી સ્વર્ગનું સિંહાસન ખાલી પડયું. સ્વર્ગની વ્યવસ્થા જળવાઈ રહે માટે દેવગુરૂ બૃહસ્પતિએ પૃથ્વી પરથી રાજા નદુષને આમંત્રણ આપ્યું.

રાજા નદુષને કામચલાઉ ધોરણે ઈન્દ્રપદ સોંપાયું. નદુષ સ્વર્ગીય સુખ અને વૈભવ જોઈ ભોગવિલાસમાં ડુબી ગયો. ઈન્દ્રપદ મળતાં જ તેનું નીતિ–તંત્ર બહેરૂ થઈ ગયું. ઉંચા આસને પહોંચી ગયેલો પથરોપણ પોતાને કોહિનૂર સમજે છે. નદુષને ઈન્દ્રપદ કાયમી સમજી લીધું. આવા સમયે જો વિવેકની આંગળી પકડેલી ના હોય તો સિંહાસન જેવા ઉચ્ચ પદેથી અધોગતિની ખીણમાં ગબડતાં વાર નથી લાગતી. તે છકી ગયો. બહેકી ગયો. તેણે ઈન્દ્રની પત્ની શચિને પોતાની પત્ની બનતા દબાણ કર્યુ. શચિ પતિવ્રતા હતી. મુંઝાઈ ગઈ. શુ કરવું ? તે દેવગુરૂ બૃહસ્પતિને મળી. ગુરૂ તેની વેદના સમજી ગયા. ભૂલ ગુરૂની હતી. સૂરજની રથને ચલાવવા ઘૂવડને સારથિપણું સોંપવા જેવી ભૂલ તેમનાથી થઈ ગઈ હતી. હવે ભૂલ સુધારવાનો સમય હતો. તેમણે પતિવ્રતા શચિને તેનું સતીત્વ બચાવવા એક ઉપાય બતાવ્યો.

ત્યારબાદ શચિએ દૂત દ્વારા નદુષને એક સંદેશો પાઠવ્યો. હે નદુષ તમે સમર્થ છો. અત્યારે ઈન્દ્રપદ પર છો. તમારા પ્રસ્તાવનો વિરોધ કરવાનું સામર્થ્ય મારામાં નથી. છતાં મારી એક શરત છે. તમારો ઠાઠ–માઠથી સપ્તઋષિઓને કદાર બનાવી પાલખીમાં બેસીને મારી પાસે આવવું પડશે. તો જ હું તમારી સાથે આવીશ.

ભોગી રોગી હોય છે. કામી વ્યક્તિના વિચાર ગર્ભમાંથી અવિવેકની જ જન્મ થાય છે. બીજે દિવસે પાલખી શણગારવામાં આવી. સપ્તર્ષિઓને પાલખી ઉપાડવા હાજર કરવામાં આવ્યા. ઋષિઓને આવી પાલખી ખભે ઉપાડવાનો અભ્યાસ નો તો. તેઓ નીચું જોઈને ધીરે–ધીરે ચાલતા તા. કામી નદુષને આવનારી આફતથી અભડાઈ જવાનો ડર નો તો. તે ઋષિઓને મજૂર સમજી તુંકારો કરતો હતો. અરે ઓ આળસુ ઋષિઓ ઉતાવળ કરો. આમ ધીરે–ધીરે કેમ ચાલો છો ? જલદી કરો. સર્પ... સર્પ (એટલે તેજ ચાલો, જલ્દી ચાલો. ઋષિઓ થાકેલા હતાં. કંટાળેલા હતાં. અપમાનિત હતાં. નદુષનું આવું ઉદ્ધવવર્તન તેમનાથી સહન ના થયું. અગસ્ત્ય મુનિતો ક્રોધથી લાલ ચોળ થઈ ગયા. નદુષ સ્વર્ગનું પદ મેળવીને તું સંસ્કાર ખોઈ બેઠો છે. તને ઉચિત–અનુચિત, માન–અપમાન, ધર્મ–અધર્મનું ભાન રહયું નથી. એક તો તું અમારી પાસે પાલખી ઉપાડવાની મજુરી કરાવે છે. ઉપરથી સર્પ... સર્પ... કહી તુંકારો કરે છે. બસ, હવે તું ઈન્દ્રપદને લાયક નહી. હું તને શ્રાપ આપું છું. જા... સર્પ થઈ જા. વિલાસી બે જવાબદાર ઉધ્ધત નદુષનું પતન થયું. ઈન્દ્રપદ છીનવાઈ ગયું. મનુષ્ય યોનિમાંથી સર્પ યોનિમાં જવું પડયું.

વાસના અને ઈચ્છાના ઝેરી સાપ સિંહાસને બિરાજેલીને ડસ્યા વગર રહેતા નથી. પલભૂષ્ટ થયા પછી તેને

સમજાય છે કે લોકો ખરેખર તેના વિશે શું વિચારતા હતાં. તેને એમ હોય છે કે સૌ તેના વશમાં છે. કાબૂમાં છે. રિમોટ કંટ્રોલ તેના હાથમાં છે. બધા તેને માન આપે છે. માન મળતું હતું એ તો એની અડફેટે ચઢી ના જવાય એના ડરના લીધે મળતું હતું. બગીચા માંથી નીકળ્યા પછી જેમ સુગંધનો ખાલીપો અનુભવાય એવી શુષ્ક અનુભૂતિ પદભ્રષ્ટ થયા પછી થાય છે. જેને જવાબદારી પૂર્વક સેવા કરવાની દાનત નથી હોતી તે પદને લાયક નથી રહેતો. પદની આડમાં શાહજાદાની અદાથી જીવનારો કદી જવાબદારી નિભાવી નથી શકતો.

(ધર્મલોક)

- મહંતશ્રી દયાનંદદાસજી સાહેબ
કબીર સેવાશ્રમ, કંબોઇ

## આદર્શ દિનચર્યા

ભારતીય સંસ્કૃતિમાં ઋષિઓ દ્વારા આપણી દિનચર્યા નિયત કરવામાં આવેલ છે. પ્રાતઃ જાગવાથી શરૂ કરીને નિદ્રા સુધી ક્રિયાઓ માટે શાસ્ત્રકારોએ પોતાના દીર્ઘકાલીન અનુભવથી એવા નિયમોનું નિર્માણ કર્યું છે કે જેમનું અનુસરણ કરીને મનુષ્ય પોતાના જીવનને સફળ બનાવી શકે છે.

જીવનમાં દિનચર્યાનું ખૂબ જ મહાત્વ છે. જો આપણી દિનચર્યા બરાબર હોયતો તન તંદુરસ્ત, મન પ્રસન્ન અને બુધ્ધિ કુશાગ્ર થવામાં મદદ મળે છે. તથા દરેક ક્ષેત્રમાં સફળતાનો માર્ગ પ્રાપ્ત થાય છે.

# શરીરનું મહત્વનું અંગ : જીભ

જીભ નામનું અંગ તો સવારે આપણા ઉઠતાંની સાથે જ કામે લાગી જાય છે. મુખ્ય એનું કામ બોલવાનું જ હોય છે. બોલવાનું તો બાળકને પણ આવડે છે. જયારે મોટાભાગના લોકો મરવાથી પાંચ-દશ વર્ષ દૂર હોય તો પણ બોલતા નથી. શીખતા બોલવું અને બકવાસ કરવો આ બંને લવરી શબ્દોનો જન્મ થયો છે. જે માણસો અંદરથી ખોખલાને ઘૂંઘવાયેલા હોય છે એવા ઘણા સુખી સંપન્ન લોકો આ બબળાટ અને લવરીના કારણે પોતાને જ્ઞાની પ્રસ્થાપિત કરવાના ધમપછાડા કરતા હોય છે. પોતાના વ્યવસાય પદ અને પ્રતિષ્ઠાને અનુરૂપ બોલવામાં ઘણા લોકો થાપ ખાઇ જાય છે. ઘણા ઈર્ષાળુઓ, દંભીઓ, ઘમંડીઓ જીભનો ઉપયોગ બોલવા કરતાં બીજાને સંભળાવવામાં વધારે કરતા હોય છે. જીભ અંગ વિશે બહુ બધું કહેવાયું છે.

જીભ ઝેર છે, અમૃત છે, જીભ તારે, જીભ માર ખવડાવે. જીભ હોવા છતાં કેટલાય લોકોને બોલતા, વાત કરતા બિલકુલ નથી આવડતું હોતું. આડે પાટે અને અવડે પાટે ચઢતા લોકોને જરાય વાર નથી લાગતી. અનાપશનાપ એલફેલ બોલનાર માણસ પોતે માનસિક રીતે બિમાર છે. એ સાબિત કરતો હોય છે. માણસની વાણી મીઠાશયુકત અને અંલકારિક હોય તો જ એ એને પોતાને અને સાંભળનારને શાતા આપે છે. હસવાનું, રડવાનું, ઉપર લઇ જવાનું, નીચે પડવાનું વેર બાંધવાનું આ દરેક કામ જીભ જ કરતી હોય છે. માટે જીભને જીતે છે, તે જગત જીતે છે. યાદ રાખો કે ન બોલાયેલા શબ્દોના આપણે માલિક છીએ. આપણી લૂલી ને વશમાં રાખવી જ પડશે.

દાદી બા કહેતા કે ગમે તે ખવાય પણ ગમે તેમ બોલાય કેમ? આપણા આત્મા નામના અંગને જીભ નથી તોય બોલે છે. આત્મા બોલતો નથી તોય સંભળાતો હોય છે. આત્મા જયારે ચૂપ હોય ત્યારે વધારે સંભળાય છે. આત્માને માઠું પણ લાગતું હોય છે ને આત્માને ઠેસ પણ પહોંચે છે. આત્મા તે પ્રસન્ન પણ થાય છે. ને આત્માને દુઃખ પણ પહોંચે છે અને નવાઇની વાત તો એ છે કે આ બધુ જીભના કારણે જ થતું હોય છે.

આપણે આપણી જાતને પૂછવાની જરૂર છે કે મને બોલતા આવડે છે ખરું ? જાતને એ પણ પૂછવાની જરૂર છે. પ્રસન્ન ખુશ અને આનંદિત રાખતાં હું શીખ્યો છું ખરો ?

જીભ પણ આત્માનું કહ્યું જ માને છે. ને આત્મા જીભને કારણે જ દુઃખી થાય છે.

(સંકલિત)

- મહંતશ્રી સરયુદાસજી સાહેબ
કબીર મંદિર, વાંસિયા

॥ સત્યનામ ॥

# સમાજ પદ પ્રતિષ્ઠા

એક વખતે એક રાજાએ નગરમાં ઢંઢેરો પિટાવ્યો અને જાહેરાત કરી કે આવતીકાલે સવારે ૧૦ કલાકે તે પોતાના મહેલની અગાશીમાંથી એક પીછું પડતું મુકશે. આ પીછું ઉડતું ઉડતું નીચે આવશે અને જેના મસ્તક પર પ્રથમ પડશે તેને તે રાજગાદી સોંપી દેશે. રાજાનો ઢંઢેરો સાંભળી સવારથી સૌ મહેલ પાસે એકત્રિત થવા લાગ્યા.

સમય થયો એટલે રાજાએ અગાશીમાંથી પારેવાનું એક પીછું હવામાં તરતું મુકયું. વજીરને કહયું કે " હું રાજદબારમાં બેઠો છું. જેના માથે પીછું પડે તેને લઇને તમે ત્યાં આવજો."

બપોરનો ૧.00 વાગ્યો, ત્રણ કલાકનો સમય વીતી ગયો પણ વજીર કોઇનેય લઇને કચેરીમાં આવ્યા નહીં. એટલે રાજાએ સંદેશો મોકલાવી વજીરને કહેવડાવ્યું કે હજીસુધી કોઇને લઇને આવ્યા નથી ? મહેલ પરથી પીછાને નીચે પહોંચતા વધુમાં વધુ અડધો કલાક કે કલાક થાય. જયારે આતો ત્રણ કલાક વીતી ગયા. સંદેશો સાંભળી વજીર તત્કાલ રાજા પાસે હાજર થઇ ગયા.

રાજાએ કહયું "ચાલો અગાશીમાં તમને તમારા પ્રશ્નન જવાબ મળી જશે." વિલંબનું કારણ જાણી જશો. રાજાએ ઉપરથી નીચે જોયું તો આશ્ચર્યમાં પડી ગયા. નીચે આપવું ચાળી રહયું છે. પીછું જેના માથે પડવા જાય ત્યાં બાજુવાળો ફૂંક મારીને તેને પડવા ન છે. ઉંચે ઉડાડી છે. આમ ફૂંકા ફૂંકને કારણે પીછું હજીયે હવામાં જ ઉડતું હતું. પીછું પડે તો મારા મસ્તક પર અને ન પડે તો બીજાના માથે ન પડવા જ દેતું નહોતું રાજયાદી મળે તો મને જ મળવી જોઇએ, બીજાને શું કામ મળે ?

આવા અહમને કારણે બહુધા માણસોની મનોદશા આ પ્રકારની પ્રવર્તતી જોવા મળે છે. તેને કારણે ખરા અર્થમાં આપણા દેશની, સમાજની કે ધાર્મિક સંસ્થાઓની સરવાણી વહી શકતી નથી.

આપણે વિશાળ હૃદય રાખીએ, સેવા થાય તેટલી કરીએ, કરાવીએ અને અનેકને આપણી સાથે સેવાના ભગીરથ કાર્યમાં પ્રેરણા આપીને તૈયાર કરીએ તો જરૂર એક દિવસ દેશ, સમાજ અને ધર્મ ધજા સારાથે વિશ્વમાં ફરકશે.

- સુનીલકુમાર સોલંકી

લીમડી

આપણે મહાપુરૂષો પ્રત્યે જેટલા વફાદાર રહીએ છીએ, જ્ઞાનીઓ આગળ હૃદય ખોલીને જેટલું કહી દઇએ છીએ, તેટલા જ જ્ઞાની પુરૂષો આપણી પાત્રતા સમજીને પોતાનો પ્રસાદ આપે છે.

# જીવન ઘટમાળ

* સુખી જીવનનું રાજ છે કે જે તમારી પાસે છે તેનો આનંદ લો. જે નથી તેની પાછળ પાગળ મત બનો. ઉદાહરણ : તમારા ખીસ્સામાં ૯૦ રૂપિયા છે તો તેનો આનંદલો. ૧૦૦ રૂપિયામાં જે દશ ઓછા છે તેનું દુઃખ મત કરો. ૧૦૦ કરવાના ચકકરમાં મત પડો કેમકે ૧૦૦ તો પુરા કયારે પણ થશે નહીં. પરંતુ તેવું થઇ શકે કે ૯૦ ઓછા છે તે પણ ચાલ્યા જશે. સમ્રાટ સિકંદરના પણ પુરા ૧૦૦ થયા નહીં તો તમે કયા ખેતની મૂળી છો ? તમે તો મૂળી પણ ખૂબ મામૂલી છો.

* દાન અને પુણ્ય એકાંતમાં થવું જોઇએ. જેમ તમે સ્નાન સડક અથવા ખુલ્લામાં નહીં પરંતુ બંધ બાથરૂમમાં કરો છો એવી રીતે દાન-પુણ્ય ગુપ્ત હોવું જોઇએ. પુણ્યની કોઇને ખબર પડવી ન જોઇએ. કેમકે પુણ્ય છુપાવવાથી વધે છે અને બતાવવાથી ઘટે છે. પુણ્ય ખૂબ શર્મીલા છે. પુણ્ય અને દાન છપાવીને નહીં પરંતુ છુપાવીને કરવું જોઇએ. તમારા ઘરની અંદરના કૂડા-કચરા જમા હોય અને તેને ફેંકવાના હો તો શું તમે તેની અખબારમાં વિજ્ઞાપન કરો છો ?

* મનુષ્ય જાતિમાં બે જુની બુરાઇયો છે. એકતાના મારવાની અને બીજી આંખ મારવાનો. પુરૂષ અગર આંખ મારવાનું અને મહિલાઓ તાના મારવાનું બંધ કરી દે તો જીવન અને સમાજના અડધા સંઘર્ષ નાશ થઇ જાય. અસ્ત્ર-શસ્ત્રથી આજ સુધી જેટલા લોકો મર્યા હશે એનાથી પણ વધુ લોકો તાના અને આંખ મારવાથી મરી ચૂકયા છે. બસ, પોતાની આંખો અને જુબાન ને સંભાળી લો બધું જ સંભાળી જશે. આંખ અને જુબાન ખૂબ નાલાયક છે. કેમકે બધી ગડબડિયા એનાથી શરૂથાય છે.

* સદ્‌ગૃહસ્થનો શાશ્વત ધર્મ એ છે કે – જો સંત-મુનિ તમારા ઘરે, નગરમાં આવી રહયા છે તો તેમની આગેવાની કરો. તેમનું સ્વાગત અને અભિનંદન કરો. જો સંત-મુનિ તમારા ઘર-નગરમાં રોકાયતો તેમના પ્રવાસને યોગ્ય વ્યવસ્થા કરો અને જો સંત-મુનિ તમારા ઘર-નગરથી વિદાય કરે તો તેમને રોકો મત. સહજ અને પ્રસન્ન મનથી વિદાય કરો કેમકે તેઓ તમારા જ કોઇ ભાઇના કલ્યાણ અને મુક્તિ માટે જઇ રહયા છે. સદ્‌ગુરૂએક દીપક છે. દીપકનું કામ દીપકની બતીને પ્રજ્જલિપ્ત કરવી તેને જગાવીને આગળ વધવાની છે.

સંકલિત

(કડવા પ્રવચન)

- શ્રીમતિ નિશાબેન જયદીપસિંહ બામણીયા
મોલી, તા. સંજેલી

॥ સત્યનામ ॥

# વિચાર બિંદુ

### ૧. સફળતાની ચાવી

એક મહાત્મા પાસે આવી એક ભાઈએ કહયું, ગુરૂદેવ ! ઈશ્વર દર્શનની મને તાલાવેલી લાગેલી છે. કૃપા કરી એનો સહેલો માર્ગ બતાવો.

ભાઈ ! તાલાવેલી ઓ જ લાગી કે શું ?

ના ગુરૂજી, વર્ષોથી ઝંખુ છું પહેલા એક ઈશ્વરની ઉપાસના કરી પણ કંઈ ન મળ્યું. પછી બીજા દેવની ઉપાસના કરી પણ મન ન ચાલ્યું. પછી એક દેવીની ભક્તિ કરી પણ તેમના તરફથી પણ કંઈ આશા ન મળી. કૃપા કરીને આપ હવે કોઈ સચોટ ઉપાય બતાવો.

મહાત્માએ કહયું ભાઈ ! મને એક અનુભવ થયો હતો. એ કહુ છું. એક ભાઈને પોતાના ખેતરમાં કૂવો ખોદાવો હતો. ઉતાવળમાં કૂવો ખોદવા માંડયો. એક બે દિવસ ખોદીને કંટાળ્યો, થયું અહીં પાણી નહીં નીકળે, પછી બીજે ખોદયું, ત્યાંથી છોડીને ત્રીજે ખોદયું. આમ એણે જયાં ત્યાં ખોદાખોદ કયું પણ પાણીનું ટીપું ન મળ્યું. કયાંથી મળે.

મહાત્માજી ? પેલા ભાઈ વચમાંજ બોલી ઉઠયા

ત્યારે ભાઈ તારી વાત એના જેવી જ છે. તે પહેલા એક ઈશ્વરની ઉપાસના કરી, તેને છોડી બીજા દેવને માન્યા અને પછી દેવીની ઉપાસના કરી. એનક કરતાં ગમે તે એક જ ઉપાસના કરી હોત તો જરૂર ઈશ્વર દર્શન થાત.

તાત્પર્ય એ છે કે માણસે એક વાત નકકી કરી લેવી જોઈએ. કેમકે જીવનમાં કયા ક્ષેત્રમાં આગળ ધપવું છે. ધ્યેયનો નિર્ણય થયા પછી એ કાર્યમાં ગમે તેટલી મુશીબતો આવે તો પણ પાછા ન જ પડવું. આત્મવિશ્વાસ સાથે એ પકડી રાખવું જોઈએ. સફળતાની પણ કિંમત ચુકવવી પડતી હોય છે. સફળતા માટે ભારે પરિશ્રમ કરવો પડે છે. મહાન વ્યકિતઓએ રાત–દિવસ જોયા વગર કામ કર્યું છે ત્યારે જ તેઓ સફળ થયા છે.

### ૨. ઈશ્વરનો સાક્ષાત્કાર

એક સાધુ હતાં, જંગલમાં રહે, શહેરમાં બહુ ઓછા આવે. પરંતુ જુનુ ઈશ્વર વિશે કંઈક ઉપદેશ સાંભળવો હોય તે તેમની પાસે જતા. એકવાર એક યુવાન સાધુ પાસે આવ્યો. તે ઈચ્છતો હતો કે તેને ઈશ્વરનો સાક્ષાતાર થાય. પરંતુ તેમ કરવાનો કોઈ રસ્તો તેને જડતો નહીં.

તેણે સાધુને નમસ્કાર કર્યા, સાધુએ પણ તેનો આદર–સત્કાર કર્યો. યુવાને સાધુને પૂછયું, ભગવાન ઈશ્વર કયાં છે ? બધે જ સાધુએ કહયું. તો મને કેમ દેખાતો નથી ? મેં અનેક પ્રકારની તપસ્યા કરી તો પણ મને ઈશ્વર દેખાયો નહીં.

સાધુએ પુછયું, તારે તેનું પ્રત્યક્ષ પ્રમાણ જોઈએ છે ? હા, યુવાને કહયું. થોડીવાર સાધુ ચુપ રહયા. પણ ત્યારબાદ તેમણે તેમની નજીક પડેલું માટીનું ઢેકું લીધુ અને યુવાનના માથા પર જોરથી ફેકયું.

યુવાનને માથામાં કાળી વેદના ઉપડી તેને સાધુ પર ગુસ્સો આવ્યો અને તેને રાજાને ફરીયાદ કરી. રાજાએ

તરત જ સાધુને પોતાની પાસે બોલાવ્યો. સાધુ રાજા પાસે ગયો.

રાજાએ કહયું : આ માણસને આપે કેમ માર્યુ ?

સાધુએ કહયું : તે મારી પાસે આવ્યો અને કહયું કે, મારે ઈશ્વરને નજરો નજર જોવા છે. મેં એને માટીનું ઢેફું માર્યુ. તે મને કહે મને માથામાં દર્દ થાય છે. તો હવે હું એને કહું છું કે એ દર્દ મારે નજરો નજર જોવું છે. મને દેખાડે, એનું દર્દ સાચું છે કે ખોટું. યુવાન બોલ્યો, દર્દ તે કંઈ નજરે જોઈ શકાય તેવી ચીજ છે ?

તો ઈશ્વર કંઈ આંખોથી જોઈ શકાય એવી ચીજ નથી – એતો આત્માથી અનુભવી શકાય એવી વસ્તુ છે.

યુવાનને સાચી વસ્તુનો પૂરેપૂરો ખ્યાલ આવ્યો. તરતજ તે સાધુના ચરણમાં નમી પડયો, અને પોતાની ભૂલ બદલ સાધુની માફી માંગી

૩. ધ્યાન અને સત્સંગ

પવિત્ર વાતાવણમાં રહેવાથી મન પવિત્ર રહે છે. વાસના અને વિકારો પર કાબુ આવે છે. વિષમ પરિસ્થિતિમાં સંતો પાસેથી સાચુ માર્ગદર્શન મળે છે. એટલે જીવન ભાંગી પડતું અટકે છે. આમ સત્સંગ મનને સ્વસ્થ કરવા માટે એક અનિવાર્ય પરિબળ છે.

એકક્ષણના સત્સંગના પુણ્યથી પૃથ્વીને પણ સ્થિર કરી શકાય છે, એની એક કથા છે.

વિશ્વામિત્રે ખૂબ તપશ્ચર્યા કરી પણ એમને બ્રહ્મજ્ઞાન નહોતું થયું. તેમણે ભગવાનથી આરાધના કરી ભગવાને કહયું, તમને જે જ્ઞાન જોઈએ છે તે શેષનાગ આપશે. આથી વિશ્વામિત્ર શેષનાગ પાસે જ્ઞાન લેવા માટે ગયા. શેષનાગે કહયું, મુનિ તમને હું જ્ઞાન તો જરૂર આપું પણ મારા માથા પર રહેલી આ પૃથ્વી સતત ફર્યા કરે છે એટલે પૃથ્વીને તમારા તપોબળથી સ્થિર કરી શકો તો જ્ઞાન આપું.

વિશ્વામિત્રે પોતાનું વર્ષોનું તપ આપ્યું પણ પૃથ્વી ફરતી જ રહી. શેષનાગે કહર્યુ "તમે કોઈની સાથે સત્સંગ કર્યો છે? તો એ સત્સંગનું પુણ્ય આપો." વિશ્વમિત્રે યાદ કરી જોયું. થોડીક ક્ષણો ઋષિ સાથે વાત કરી હસીને યાદ આવી અને એ સત્સંગનું પુણ્ય અંજલી ભરીને આપ્યુ, અને પૃથ્વી સ્થિર થઈ ગઈ, ત્યારે વિશ્વામિત્રને સમજાયું કે સત્સંગનો મહિમા કેટલો મોટો છે. જે સાધુ પુરૂષોએ ઈશ્વર નામ સંકીર્તન, જપ-ધ્યાનમાં પોતાનું જીવન વિતાવ્યું હોય એ સાધુ પુરૂષો સામાન્ય મનુષ્યના મનના ત્રિવિધ તાપ અને દોષોનું શમન કરી શકે છે.

ક્રમશઃ

– મહંતશ્રી છગનદાસજી સાહેબ
સદ્‌ગુરૂ શ્રી કબીર મંદિર
જેસાવાડા, તા. ગરબાડા

॥ સત્યનામ ॥

# સોનેરી સૂત્રો

- પરમાત્માનું દર્શન કરવા માટે સદ્‌ગુરૂએ બતાવેલા સીડીના પગથિયાં ચઢવા પડે છે.
- ધીરજપૂર્વક આત્મવિશ્વાસથી હાથમાં લીધેલું કાર્ય અવશ્ય સિધ્ધ થાય છે.
- સત્સંગ ગંગામાં સ્નાન એજ અડસઠ તીર્થની યાત્રા છે.
- આદર્શવાદી એ છે કે જે બીજાનેપણ સમૃધ્ધ કરવામાં મદદરૂપ થાય છે.
- માથે અંબાડી મૂકવાથી ગધેડાની મહતા હાથી સરખી વધી જતી નથી ને ઉકરડામાં ફેંકી દેવાથી હીરાની કિંમત ઘટતી નથી.
- ધર્મ એકબીજાને પ્રેમ કરવાનું શીખવે છે. ધૃણા કે ઉપેક્ષા નહીં.
- આશા અને આત્મવિશ્વાસ મનુષ્યની આંતરિક શક્તિઓને જાગૃત કરે છે.
- સંસાર પ્રત્યે વહેતા પ્રેમને પરમાત્મા તરફ વાળીએ તો તે ભક્તિ બની જાય છે.
- સદ્‌ગુરૂ ની વિસ્મૃતિથી જીવની જેટલી હાનિ થાય છે એટલી શત્રુ થી પણ થતી નથી.
- સમદર્શી અને માનવમાત્રના સમાદરણીય મહાપુરૂષો સંત-ભક્તોના સમુદાયને પોતાનો જ પરિવાર ગણે છે.
- ધાર્મિક પુસ્તકો વાસ્તવમાં સતો, મહાત્માઓના આધ્યાત્મિક અનુભવોના અમૂલ્ય ખજાનો છે.
- તન, મન, ધન કે યૌવન કાયમી રહેતા નથી પણ સત્કર્મોની કીર્તિ અમર રહે છે.
- માં એક એવું ઈન્દ્ર ધનુષ્ય છે જેમાં બધા રંગ સમાયેલા છે.
- અપમાન જીરવવું મુશ્કેલ તો છે જ પણ માન જીરવવું એથીય મુશ્કેલ છે.
- ઈતિહાસ એજ બનાવે છે જે હાર નક્કી હોવા છતાં મેદાન નથી છોડતા અને અંત સુધી પ્રયાસરત હોય છે.
- આપણી મર્યાદિત સમજને લીધે આપણને ગુરૂપણ મર્યાદિત દેખાય છે.
- સદ્‌ગુણો જ મનુષ્યને સાચો માનવ બનાવે છે.
- પાત્રતાનો વિકાસ કરવો એજ ભક્તિનો મૂળભૂત ઉદ્દેશ્ય છે.
- મૂર્તિપૂજા ખરેખર તો ઈશ્વર પ્રત્યે શ્રધ્ધા ધરાવવા માટેનું પ્રથમ પગથિયું છે.
- સત્શાસ્ત્રોનું જ્ઞાન અને સત્સંગનો પ્રસાદ પારસ સમાન છે.

- નટવરભાઈ સોલંકી
ગરબાડા

॥ સત્યનામ ॥

# સદ્‌ગુરૂ કબીર જ્ઞાન બાળ સંસ્કાર અને સત્સંગ કેન્દ્ર

**દિનચર્યા (દૈનિક ક્રિયા)**

- પ્રાતઃકાલ સૂર્યોદય પહેલાં ઊઠવું.
- સ્નાનાદિ
- આરતી (ઘરે સમૂહમાં)
- બંદગી–ચરણસ્પર્શ–માતા–પિતા, વડીલો, ગુરૂ, સંત, સાધુ
- શૈક્ષણિક કાર્ય
- સવારે જમ્યા પહેલા ભોગ ધરાવવો અને ભોગના શબ્દ બોલવા
- શાળાએ જવું – શાળામાં સહવિદ્યાર્થીઓ તથા ગુરૂજનો સાથે શિષ્ટાચાર

**સાંજે**

- ઘર સભા–આરતી–ભોગ ધરાવવો અને ભોગના શબ્દ
- સામૂહિક ભોજન – પરિવાર સાથે લેવું.

**રવિવાર બાળ સંસ્કાર કેન્દ્રની સભા વ્યવસ્થા**

- સદ્‌ગુરૂ કબીર સાહેબની પ્રતિમા (ફોટો)
- પૂજાપો (ચંદન તિલક માટે, પૂજા થાળી)
- આસન માટે પાટલો કે ખુરશી
- સફેદ કાપડ – આસન ઉપર પાથરીને પ્રતિમા ગોઠવવી.
- ફૂલહાર, દીવો, અગરબત્તી
- પ્રસાદ માટે સાકરિયા
- સદ્‌ગુરૂ કબીર સાહેબની પ્રતિમાં (ફોટા)ની બાજુમાં હાજર સંત–મહાત્માઓના આસન
- (આસન માટે ચાદર, ગાદલા કે ગોદડી)

**બાળ સંસ્કાર કેન્દ્રની કાર્યસૂચિ**

- નિયત સમયે હાજરી આપવી
- સાહેબની પ્રતિમા તથા હાજર સંત–મહાત્માઓને ત્રિવાર બંદગી કરી લાઇનમાં બેસવું.
- સદ્‌ગુરૂ કબીર સાહેબના નામનો જયઘોષ કરવો.
- ૧. વંદના — માસવાર સૂચિત
- ૨. શ્લોક — માસવાર સૂચિત
- ૩. ધૂન — માસવાર સૂચિત
- ૪. ભજન — માસવાર સૂચિત
- ૫. બૌધિક પ્રવચન — સદ્‌ગુરૂ કબીર સાહેબનું જીવન ચરિત્ર (ક્રમિક)
- ૬. બાળ માનસ પ્રેરિત બોધ કથા — માસવાર સૂચિત
- ૭. આરતી — જય જય સત્યકબીર
- ૮. શ્લોક — માસવાર સૂચિત
- ૯. જયઘોષ — ત્રિવાર બંદગી (સમૂહમાં)
- ૧૦. — પ્રસાદ

॥ સત્યનામ ॥

# સદ્ગુરૂ કબીર જ્ઞાન બાળ સંસ્કાર અને સત્સંગ કેન્દ્ર

**કેન્દ્ર સંચાલક માટે જરૂરી સુચનો**

- કેન્દ્રનું એક જ નામ "સદ્ગુરૂ કબીર જ્ઞાન બાળ સંસ્કાર અને સત્સંગ કેન્દ્ર" રહેશે.
- સંસ્થા તરફથી કેન્દ્ર માટેનું બેનર આપવામાં આવશે.
- દર મહિનાના ચોથા શનિવારે કેન્દ્ર સંચાલકનો પ્રશિક્ષણ વર્ગ રહેશે.
- પ્રશિક્ષિણના વર્ગમાં કેન્દ્ર સંચાલકનો અનુભવ તથા સુચનો લેવામાં આવશે.
- અનુભવો તથા જરૂરી સુચનોને આધારે સંચાલન માટે આગામી આયોજન તથા પૂર્તતા કરી શકાશે.
- કેન્દ્રનો અહેવાલ જિલ્લા કક્ષાએ મોકલવાનો રહેશે.
- શકય હોય તો ફોટા સહિત અહેવાલ મોકલવો જેથી સદ્ગુરૂ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા)માં પ્રસિદ્ધ કરી શકાશે.
- આગામી પ્રશિક્ષણ વર્ગનું સ્થળ બેઠકના સમયે જણાવવામાં આવશે.
- પ્રશિક્ષણના વર્ગમાં સફેદ વસ્ત્ર ધારણ કરીને આવવા વિનંતી છે.
- કેન્દ્ર સંચાલકે સંચાલન વખતે પણ સફેદ વસ્ત્ર ધારણ કરેલા હોવા જોઈએ.

# વાર્ષિક કેલેન્ડર

## જાન્યુઆરી ૨૦૨૨ થી ડીસેમ્બર ૨૦૨૨ સુધીનું આયોજન

| માસ | જાન્યુઆરી ૨૦૨૨ | ફેબ્રુઆરી ૨૦૨૨ | માર્ચ ૨૦૨૨ | એપ્રિલ ૨૦૨૨ | મે ૨૦૨૨ | જુન ૨૦૨૨ |
|---|---|---|---|---|---|---|
| રવિવારની તારીખ | ૨, ૯, ૧૬, ૨૩, 30 | ૬, ૧૩, ૨૦, ૨૭ | ૬, ૧૩, ૨૦, ૨૭ | ૭, ૧૦, ૧૭, ૨૪ | ૪, ૮, ૧૫, ૨૨, ૨૯ | ૫, ૧૨, ૧૯, ૨૬ |
| પ્રશિક્ષણ ચોથો શનિવાર | ૨૨ | ૨૬ | ૨૬ | ૨૩ | ૨૮ | ૨૫ |

| માસ | જુલાઇ ૨૦૨૨ | ઓગસ્ટ ૨૦૨૨ | સપ્ટેમ્બર ૨૦૨૨ | ઓકટોમ્બર ૨૦૨૨ | નવેમ્બર ૨૦૨૨ | ડિસેમ્બર ૨૦૨૨ |
|---|---|---|---|---|---|---|
| રવિવારની તારીખ | 3, ૧૦, ૧૭ ૨૪, ૩૧ | ૭, ૧૪, ૨૧, ૨૮ | ૪, ૧૧, ૧૮, ૨૫ | ૨, ૯, ૧૬, ૨૩, 30 | ૬, ૧૩, ૨૦, ૨૭ | ૪, ૧૧, ૧૮, ૧૫ |
| પ્રશિક્ષણ ચોથો શનિવાર | ૨૩ | ૨૭ | ૨૪ | ૨૨ | ૨૬ | ૨૪ |

# બાલ સંસ્કાર કેન્દ્ર

હેતુ

- બાળકની દિનચર્યા નિયમિત બની શકે.
- નિયમિત દિનચર્યાથી સદાચારનું પાલન થઈ શે.
- સદાચારના પાલનથી સંસ્કારી બની શકે.
- સંસ્કારને લીધે જીવનમાં સદ્ભાવના કેળવી શકે.
- બાળકો જીવનમાં નિર્ણય શક્તિ અને નિરીક્ષણ શક્તિના ગુણો ખીલવી શકે.
- મિતભાષી અને મિલનસાર સ્વભાવ કેળવી શકે.
- ઈષ્ટદેવ, માતા-પિતા અને ગુરૂ શરણમાં વિનમ્રતા દાખવી શકે.
- ગુરૂ અને માતા-પિતા પ્રત્યે સેવા ભક્તિ સાધી શકે.
- ઉમદા ભકત-સેવક બાળકોના જીવન બનાવી શકે.
- દુઃખી, દરિદ્ર અને અપંગ પ્રત્યે સહાનુભૂતિ-કરુણા દાખવી શકે.

**યુવા સત્સંગ / મહિલા સત્સંગ કેન્દ્ર**

- સત્સંગથી સારા સદ્ગુણો મેળવી શકે.
- ઈષ્ટદેવ, માતા-પિતા અને ગુરૂ શરણમાં વિનમ્ર બની શકે.
- સત્ય સનાતન ધર્મના મૂલ્યોમાંથી પ્રેરણા મેળવી શકે.
- સત્સંગથી જીવનમાં પ્રેમ, દયા, શાંતિ અને પરોપકાર દાખવી શકે.
- ધ્યેયનિષ્ઠ અને આત્મ વિશ્વાસુ બની શકે.
- જીવનની મુશ્કેલીઓમાં અડગ મનોબળ અને સમર્પણ ભાવ કેળવી શકે.
- માનવ સેવાના ઉત્તમ કાર્યોમાં સહયોગી બની શકે.
- જીવનમાં ઉમદા વિચારવાન અને ચારિત્ર્યવાન બની શકે.
- અહિંસા અને નિરવ્યસનથી ઉજ્જવલ જીવન બનાવી શકે.
- જીવનમાં પ્રમાણિતા, પવિત્રતા અને ખેલદીલી દાખવીને પરિવાર, સમાજ અને દેશને ગૌરવ અપાવી શકે.

# આજીવન સભ્ય

| અનું. | આજીવન સભ્યનું નામ | ગામ | મોબાઈલ નંબર |
|---|---|---|---|
| ૧. | શ્રી ચીમનભાઈ આર. સંગાડા સાહેબ | વાંસિયા | ૯૪૨૬૦૮૫૫૩૪ |
| ૨. | શ્રી રમેશભાઈ આર. સંગાડા | વાંસિયા | ૯૯૭૯૫૨૨૭૮૧ |
| ૩. | શ્રી સુરસીંગભાઈ આર. સંગાડા | વાંસિયા | ૯૮૭૯૬૮૫૨૩૩ |
| ૪. | શ્રી માધુભાઈ ખુશાલભાઈ સંગાડા | વાંસિયા | ૮૭૫૮૭૦૯૨૯૬ |
| ૫. | શ્રી મહેન્દ્રભાઈ કાનજીભાઈ ગણાસવા | લીલવાસર | ૯૯૭૮૫૮૭૧૪૧ |
| ૬. | શ્રી પ્રકાશભાઈ રૂમાલભાઈ કટારા | ચીચાણી | ૯૮૭૯૪૩૬૩૨૧ |
| ૭. | શ્રી રમેશભાઈ સબુરભાઈ ખાંટ | ધાવડી ફળીયા | ૯૭૨૬૮૨૪૮૪૧ |
| ૮. | શ્રી જગદીશભાઈ ગલાભાઈ પલાસ | જશેર | ૯૯૧૩૮૧૦૪૦૪ |
| ૯. | શ્રી નારાયણભાઈ શીવાભાઈ સોલંકી | જેસાવાડા | ૯૬૩૮૨૪૧૭૮૮ |
| ૧૦. | શ્રી સંતશ્રી નિર્મલદાસજી સાહેબ | ભોજેલા | ૯૮૨૪૦૮૩૬૦૩ |
| ૧૧. | શ્રી ગોવિંદભાઈ દલાભાઈ પરમાર | ભોજેલા | ૯૪૨૭૦૫૬૬૩૮ |
| ૧૨. | શ્રી પ્રવિણભાઈ હીરાભાઈ ડામોર | બુગડ (સંત) | ૯૯૨૫૯૦૭૧૧૫ |
| ૧૩. | શ્રી અલ્પેશભાઈ લક્ષ્મણભાઈ માલ | ગવાડુંગરા | ૯૭૧૨૪૦૫૨૨૬ |
| ૧૪. | શ્રી તારસીંગભાઈ લાલુભાઈ તડવી | બાબરોલ | ૯૭૭૮૧૭૬૧૪૭ |
| ૧૫. | શ્રી જાલુભાઈ કલજીભાઈ પારગી | વાંગડ | ૬૩૫૯૦૨૩૫૮૮ |
| ૧૬. | શ્રી વેચાતભાઈ છગનભાઈ પરમાર | બોરીઆલા | ૯૬૮૭૪૪૯૫૯૩ |
| ૧૭. | શ્રી ભોપીનભાઈ નારણભાઈ કાંચીલા | ગાંગરડી | ૯૯૧૩૬૪૪૮૪૫ |
| ૧૮. | શ્રી નાનજીભાઈ નાથાભાઈ પરમાર | જેસાવાડા/અમદાવાદ | ૯૯૭૯૯૩૩૮૭૦ |
| ૧૯. | શ્રી મનુભાઈ કાળુભાઈ મકવાણા | દશલા/અમદાવાદ | ૯૮૨૫૪૮૩૫૩૨ |
| ૨૦. | શ્રી મહંતશ્રી દયાનંદદાસજી સાહેબ | કંબોઈ | ૯૮૭૯૧૪૩૨૩૩ |
| ૨૧. | મહંતશ્રી છગનદાસજી સાહેબ | જેસાવાડા | ૯૬૬૪૯૫૯૧૦૨ |
| ૨૨. | મહંતશ્રી જગદીશદાસજી સાહેબ | સુરત | ૯૬૩૮૭૭૭૬૩૮ |
| ૨૩. | શ્રી સુમનલાલ નાથાજી સોની | જેસાવાડા | ૯૪૨૮૦૨૮૯૮૮ |
| ૨૪. | શ્રી કનુભાઈ દલાભાઈ પરમાર | જેસાવાડા | ૯૮૭૯૮૨૪૯૬૫ |
| ૨૫. | શ્રી ભકતશ્રી વિનોદદાસજી | રાછરડા | ૯૮૯૮૫૩૪૬૨૮ |
| ૨૬. | શ્રી અંબાલાલ છગનભાઈ હઠીલા | વરઝેર/અમદાવાદ | ૯૬૦૧૯૭૭૪૯૦ |
| ૨૭. | શ્રી મફતભાઈ મકનાભાઈ ડામોર | ખરસોડ | ૯૦૯૯૩૭૮૯૮૭ |
| ૨૮. | શ્રી તેરસીંગભાઈ દુબળાભાઈ વસૈયા | વાંસિયા | ૯૬૮૭૯૯૦૮૫૩ |
| ૨૯. | શ્રી દલસીંગભાઈ તેજાભાઈ પલાસ | વાંસિયા | ૯૭૧૨૦૪૪૬૬૫ |
| ૩૦. | શ્રી પ્રફ્રેશભાઈ મોહનભાઈ સંગાડા | વાંસિયા | ૯૭૨૬૪૬૭૨૦૬ |
| ૩૧. | શ્રી રાહુલભાઈ શાંતિલાલ સંગાડા | વાંસિયા | ૯૯૭૯૭૨૪૬૦૯ |
| ૩૨. | શ્રી ભરતભાઈ આર. ખાંગુડા | કરોડિયા/ફતેપુરા | ૯૭૨૭૯૪૭૫૮૯ |
| ૩૪. | શ્રી વિનોદભાઈ તેરસિંગભાઈ બામણીયા | લીલવાસર | ૯૯૨૫૧૬૫૭૨૫ |
| ૩૫. | શ્રી માનસિંહ ભાભોર (ભુરજી) | માંડલી | ૯૮૭૯૨૩૮૭૫૩ |
| ૩૭. | શ્રી ડો. મેહુલ બી. પરમાર | ભોજેલા/દાહોદ | ૯૯૭૯૭૫૧૧૪૪ |

૩૮. શ્રી મહેશભાઇ બારીયા
૪૦. મહંતશ્રી પ્રિતમદાસજી સાહેબ
૪૧. શ્રી મહેશભાઇ ભુરસીંગભાઇ ભાભોર
૪૨. શ્રી રમેશભાઇ ભુરસીંગભાઇ ભાભોર
૪૩. શ્રી કનુભાઇ કલજીભાઇ ભાભોર
૪૪. શ્રી ફતેસિંહ ટીહાભાઇ નિસરતા
૪૫. શ્રી ભુરાભાઇ ચુનિયાભાઇ નિસરતા
૪૬. શ્રી દિનેશભાઇ નેવજીભાઇ નિસરતા
૪૭. શ્રી રવજીભાઇ ધર્માભાઇ ચારેલ
૪૮. શ્રી કાંતિલાલ રણછોડભાઇ સંગાડા
૪૯. શ્રી પ્રેમજીભાઇ દીતાભાઇ રાઠોડ
૫૦. મહંતશ્રી નાનદાસજી સાહેબ
૫૧. સંતશ્રી મગનદાસજી સાહેબ
૫૨. શ્રીમતિ ભારતીબેન મોરારભાઇ ભુરિયા
૫૩. શ્રી જયસિંગભાઇ લાખાભાઇ તાવિયાડ
૫૪. શ્રી ચંદ્રસિંહ માનસિંહ બારીયા
૫૫. શ્રી કાર્તિકકુમાર વીરસંગભાઇ ખાંટ
૫૭. શ્રી મંગળભાઇ શંકરભાઇ તાવિયાડ
૫૮. સાધુશ્રી સુર્યકાન્ત રામદાસજી સાહેબ
૫૯. શ્રી શાંતિલાલ મનસુખભાઇ ડાંગી
૬૦. શ્રી વિક્રમસિંહ નારસીંગભાઇ રાઠોડ
૬૧. શ્રી રાયસિંહ સવસિંહ બારીયા
૬૨. શ્રીમતિ કમળાબેન નિર્મલદાસ પરમાર
૬૩. શ્રી જયેશભાઇ રૂાલભાઇ બામણીયા
૬૪. શ્રી ચીમનભાઇ રૂાલભાઇ બામણીયા
૬૫. શ્રી સુરેશભાઇ ગલજીભાઇ માલીવાડ
૬૭. શ્રી લાલાભાઇ રતનભાઇ સોલંકી
૬૮. શ્રી નટવરભાઇ શીવાભાઇ સોલંકી
૬૯. શ્રીમતિ દલીબેન જાલુભાઇ પારગી
૭૦. મહંતશ્રી સુમરણદાસજી સાહેબ
૭૧. શ્રી બાબુભાઇ ખુમાનભાઇ ડાંગી
૭૨. શ્રી ભુરસિંગભાઇ કોયાભાઇ સંગાડા
૭૩. શ્રી સેવાદાસ સમુભાઇ બારીયા
૭૪. સાધુશ્રી ખુમાનદાસ ગવજીદાસ
૭૫. શ્રી પ્રવિણભાઇ ચીમનભાઇ શાહ
૭૬. મહંતશ્રી સર્વજ્ઞમુની સાહેબ
૭૭. શ્રી નલીનકાન્ત માલજીભાઇ બારીયા
૭૮. શ્રી જીજ્ઞેશકુમાર ચંદુભાઇ પરમાર
૭૯. શ્રી મહેશભાઇ ધીરાભાઇ પરમાર
૮૦. શ્રી રતનભાઇ વરસીંગભાઇ પરમાર

દાહોદ
માંજલપુર, વડોદરા
કદવાળ
કદવાળ
કદવાળ
કદવાળ
કદવાળ
કદવાળ
સંજલી મુવાડા
વાંસીયા
ચાકીસણા
લીલવાસર
સુખસર
ડુંગરી, ઝાલોદ
દાહોદ (સીર)
તાજપુરી
દાહોદ
દાહોદ
દાહોદ
દાહોદ
દાહોદ
દાહોદ
દાહોદ
દાહોદ
દાહોદ
લવારા
જેસાવાડા
ગરબાડા
વાંગડ
કેલીયા
નિમેવરોડ
મોલી
મોલી
સાગડાપાડા
અમદાવાદ
વેજલપુર–વલસાડ
વાવડીબુઝર્ગ–ગોધરા
ભોજેલા
ભોજેલા
ભોજેલા

૯૭૩૭૦૬૫૨૫૫
૯૪૨૭૮૩૭૮૨૧
૯૮૭૯૭૬૩૩૭૬
૯૯૭૯૩૭૩૧૦૨
૯૮૭૯૬૨૮૯૨૧
૯૮૭૯૪૯૧૭૩૯
૭૦૬૯૯૭૩૪૦૪
૯૦૧૬૬૪૨૩૩૯
૯૯૨૫૬૫૬૩૫૩
૯૪૨૯૨૯૨૦૮૦
૯૪૨૭૬૫૬૪૯૯
૯૯૨૫૦૫૦૧૭૩
૯૪૨૮૫૪૬૨૪૭
૯૯૭૮૭૮૮૮૦૫
૯૯૭૮૫૭૪૧૨૨
૯૪૨૬૪૨૩૭૪૫
૮૧૪૧૫૨૧૦૮૦
૯૦૯૯૩૧૭૫૩૫
૯૯૦૯૭૩૪૯૭૭
૯૬૩૮૬૩૦૫૬૧
૯૯૭૯૧૫૭૯૯૧
૯૫૩૭૮૫૦૪૭૨
૯૮૨૪૦૮૩૬૦૩
૯૪૨૬૭૪૮૯૩૦
૯૪૫૭૦૫૭૫૧૨
૮૧૪૧૭૫૧૦૧૮
૯૯૭૯૫૧૮૭૩૪
૯૪૨૬૦૪૬૧૫૫
૯૪૨૬૩૩૯૮૮૮
૯૯૭૯૩૫૬૪૦૧
૯૪૨૯૮૪૫૫૮૧
૯૯૭૮૦૧૦૯૪૧
૯૦૯૯૬૨૦૭૧૩
૯૯૭૮૨૪૦૦૩૭
૯૯૦૯૯૫૫૨૬૭
૯૭૨૪૭૮૨૮૪૮
૯૮૨૫૯૫૩૫૧૩
૯૬૨૮૪૮૦૯૧૦
૮૨૩૮૧૦૬૪૭૩
૯૪૨૮૬૦૦૩૦૦

| ક્રમ | નામ | ગામ | મોબાઈલ |
|---|---|---|---|
| ૮૧. | શ્રી છગનભાઈ અખેરામ રાવલ | ડાકોર | ૮૨૩૮૯૯૭૮૨૫ |
| ૮૨. | શ્રી જયરામભાઈ અખેરામ રાવલ | ગોધરા | ૯૯૨૫૭૯૯૮૦૯ |
| ૮૩. | શ્રી નાથુભાઈ વાલાભાઈ તડવી | ગોધરા | ૯૮૭૯૦૨૦૨૫૦ |
| ૮૪. | શ્રી માલાભાઈ આર. બરજોડ | ગોધરા | ૯૯૭૯૮૫૧૨૯૪ |
| ૮૫. | ડો. એલ. એમ. ચંદાણા સાહેબ | ગોધરા | ૯૯૨૫૪૨૮૧૮૧ |
| ૮૬. | શ્રી પ્રતાપસિંહ ગુલાબસિંહ બારીયા | ખુદરા | ૯૯૦૯૭૦૯૯૯૮ |
| ૮૭. | શ્રી મારૂતસિંહ ઉદેસિંહ બારીયા | ખુદરા | ૯૯૭૯૧૮૭૫૯૯ |
| ૮૮. | શ્રી મનુભાઈ લાલાભાઈ બામણીયા | ગોધરા | ૯૪૨૯૯૪૫૨૬૩ |
| ૮૯. | શ્રી ભારતસિંહ કાનજીભાઈ મકવાણા | વિજાગઢ | ૯૭૧૨૦૨૭૨૨૨ |
| ૯૦. | શ્રી મનસુખભાઈ ખાતરાભાઈ હઠીલા | ચંદલા | ૯૯૭૯૦૬૬૫૬૧ |
| ૯૧. | શ્રી નિલેશકુમાર ચંપાલાલ દરજી | જેસાવાડા | ૭૬૦૦૪૩૪૧૯૯ |
| ૯૨. | શ્રી છગનભાઈ વાલાભાઈ મકવાણા | રાછરડા | ૯૯૯૮૫૯૯૫૨૨ |
| ૯૩. | શ્રી વિજ્ઞેશભાઈ ભરતભાઈ ડોડિયાર | ચાકીસણા | ૯૭૨૭૯૭૫૩૩૪ |
| ૯૪. | શ્રી રાયસિંગભાઈ ગુલાબસિંગભાઈ પરમાર | છાવડ | ૮૨૩૮૫૭૨૦૨૫ |
| ૯૫. | શ્રી જયદિપકુમાર તેજાભાઈ બિલવાળ | વાંસિયા | ૯૭૭૩૪૬૪૦૭૬ |
| ૯૬. | શ્રી ગિરધરલાલ કે. વાનંદ | ગાંગરડી | ૯૯૨૫૪૨૬૧૩૯ |
| ૯૭. | શ્રી સમીરભાઈ કનુભાઈ ચાવડા | રાછરડા | ૮૯૮૦૩૭૮૫૧૩ |
| ૯૮. | શ્રી રમણભાઈ કે. તલાર | ગાંધીનગર | ૯૫૮૬૪૭૬૫૩૨ |
| ૯૯. | શ્રી માનસિંહભાઈ વેજાભાઈ પારગી | ખેડાયા | ૯૮૨૫૫૦૬૨૭૪ |
| ૧૦૧. | શ્રી કનુભાઈ વાલાભાઈ નોકમ | રાછરડા | ૯૯૯૮૦૧૪૭૫૯ |
| ૧૦૨. | શ્રી સવજીભાઈ વેલજીભાઈ ચારેલ | ગોધરા | ૯૯૭૮૨૩૯૪૧૨ |
| ૧૦૩. | મહંતશ્રી રામચંદ્રદાસજી સાહેબજી | મોટીરેલ | ૯૯૭૮૯૯૧૪૯૦ |
| ૧૦૪. | શ્રી સુખલાલભાઈ ડી. પરમાર | ભોજેલા | ૬૩૫૨૬૩૬૯૬૫ |
| ૧૦૫. | શ્રી દેવદત પ્રભુદાસ તાવિયાડ | સંતરામપુર | ૬૩૫૦૧૩૮૪૧૧ |
| ૧૦૬. | શ્રી હરીશભાઈ કનુભાઈ ચાવડા | ગાંગરડા | ૯૭૮૭૮૨૫૯૬૦ |
| ૧૦૭. | શ્રી વેચાતભાઈ ધુળાભાઈ પરમારર | ધામરડા | ૯૯૨૫૨૧૬૮૯૫ |
| ૧૦૮. | શ્રી વિપુલભાઈ નરપતભાઈ કાંચીલા | ગાંગરડી | ૮૩૨૦૦૪૩૪૨૪ |
| ૧૦૯. | શ્રી જયેશકુમાર જેઠાલાલ સોલંકી | જેસાવાડા | ૯૧૭૩૯૩૦૫૩૧ |
| ૧૧૦. | સાધુશ્રી સુરદાર ગુરૂશ્રી પ્રકાશદાસજી સાહેબ | ભામૈયા | ૯૪૨૯૦૫૨૩૩૨ |
| ૧૧૧. | શ્રી છગનભાઈ રામજીભાઈ સુવર | દાહોદ | ૯૮૭૯૯૦૭૭૮૪ |
| ૧૧૨. | શ્રી સ્નેહલકુમાર રતનસિંહ બામણીયા | દાહોદ | |
| ૧૧૩. | શ્રી રાધેસિંહ ભયજીભાઈ બારીયા | કુવાઝર | ૯૮૨૪૧૨૭૦૨૭ |
| ૧૧૪. | શ્રી મુકેશકુમાર વાલસીંગભાઈ પારગી | માધવા | ૯૨૬૫૮૭૮૫૬૦ |
| ૧૧૫. | શ્રી ગોવિંદલાલ મહેશભાઈ મહીડા | તીખી ફળિયા-મોટીરેલ | ૯૯૧૩૧૬૭૧૨૩ |
| ૧૧૬. | શ્રીમતી કોકીલાબેન ગોવિંદલાલ મહીડા | તીખી ફળિયા-મોટીરેલ | ૯૯૧૩૧૬૨૦૫ |
| ૧૧૭. | શ્રી હર્ષદકુમાર કાળુભાઈ ભાભોર | નિશાળ ફળિયા-સલરા | ૯૦૧૬૫૧૪૬૯૩ |
| ૧૧૮. | શ્રીમતી સંગીતાબેન હર્ષદકુમાર ભાભોર | નિશાળ ફળિયા-સલરા | ૮૯૭૯૨૮૬૯૩૭ |
| ૧૧૯. | શ્રી રેવાભાઈ બીજીયાભાઈ મહીડા | તીખી ફળિયા-મોટીરેલ | ૯૯૨૫૯૭૨૬૫૪ |
| ૧૨૦. | મહંતશ્રી સુમરણદાસજી સાહેબ | દાસા | ૯૯૨૫૪૫૯૪૫૩ |
| ૧૨૧. | શ્રી રેવલાભાઈ વેસ્તાભાઈ ભોહા | ખરોડા ગામ | ૯૭૨૭૮૩૯૬૩૪ |

| ક્રમ | નામ | ગામ | મોબાઈલ |
|---|---|---|---|
| ૧૨૨. | મહંતશ્રી વિમલદાસજી સાહેબ | ગુમલી | ૯૭૧૨૩૯૦૦૭૮ |
| ૧૨૩. | શ્રી મોહનભાઈ કાનાભાઈ નોકમ | રાછરડા | ૮૧૪૦૮૫૧૪૭૪ |
| ૧૨૪. | શ્રી પર્વતભાઈ ગોવિંદભાઈ ડાંગી | નીમેવરોડ | ૯૯૨૫૬૫૫૬૪૫ |
| ૧૨૫. | મહંતશ્રી અણમોલદાસજી સાહેબ | લીલવાસર | ૬૩૫૧૫૮૩૮૪૨ |
| ૧૨૬. | શ્રી સુરેશભાઈ લાલાભાઈ બામણીયા | મોટીરેલ | ૮૯૮૦૧૦૨૪૦૬ |
| ૧૨૭. | શ્રી સોમાભાઈ કુલાભાઈ પટેલીયા | ગોધરા | ૯૪૨૯૨૯૧૧૯૮ |
| ૧૨૮. | શ્રી વિનુભાઈ લાલાભાઈ અમલીયાર | ગોધરા | ૯૪૨૯૨૩૧૨૭૪ |
| ૧૨૯. | શ્રી પિયુષકુમાર લાલાભાઈ અમલીયાર | ગોધરા | ૭૬૦૦૪૪૧૯૪૩ |
| ૧૩૦. | ભકતશ્રી ચંદુભાઈ ગુરૂશ્રી દયાનંદદાસજી સાહેબ | ટીસાનામુવાડા/જામનગર | |
| ૧૩૧. | શ્રી મગનલાલ વાઘજીભાઈ ગરાસિયા | જરોર | ૯૯૭૮૨૩૮૯૬૨ |
| ૧૩૨. | શ્રી ગણપતસિંહ રતનસિંહ બારીઆ | નાનભામૈયા | ૮૧૬૦૪૬૧૩૭૨ |
| ૧૩૩. | શ્રી સવજીભાઈ લાલુભાઈ તડવી | બાબરોલ | ૯૪૨૬૭૨૦૩૪૭ |
| ૧૩૪. | શ્રી અશોકભાઈ લીંબાભાઈ બામણીયા | મોટી રેલ (પશ્ચિમ) | ૯૫૮૬૬૯૬૨૯૧ |
| ૧૩૫. | શ્રી દીલીપભાઈ મનસુખભાઈ બામણીયા | મોટી રેલ (પશ્ચિમ) | ૯૭૨૩૧૯૫૫૮૩ |
| ૧૩૬. | શ્રી કમજીભાઈ મોતભાઈ મુંડવાડ | ગડા | ૯૭૨૬૮૭૩૮૫૦ |
| ૧૩૭. | શ્રી રૂપસીંગભાઈ પુંજાભાઈ તડવી | બાલરોલ | ૯૫૧૦૭૯૬૦૦૫ |
| ૧૩૮. | શ્રી પરસોત્તમદાસ કોદરભાઈ તાવિયાડ | સંતરામપુર | ૯૨૫૮૨૮૭૬૩૫ |
| ૧૩૯. | શ્રી પારસીંગભાઈ થાનાભાઈ નિમામા | બાલરોલ | ૯૯૦૯૨૫૭૩૧૪ |
| ૧૪૦. | શ્રી રામાભાઈ રૂપાભાઈ તડવી | સરાડ | ૯૫૮૬૧૪૯૦૮૪ |
| ૧૪૧. | શ્રી લાલુભાઈ રાવજીભાઈ તડવી | બાબરોલ | ૯૯૭૯૧૭૫૪૨૫ |
| ૧૪૨. | શ્રી લાલસીંગભાઈ શંકરભાઈ તડવી | બાબરોલ | ૯૦૧૬૪૫૨૨૦૭ |
| ૧૪૩. | શ્રી ઈશ્વરભાઈ જીવાભાઈ માલ | ગાવાડુંગરા | ૯૭૫૦૬૬૬૧૬૯ |
| ૧૪૪. | શ્રી મહેશભાઈ લાલજીભાઈ ડામોર | પાટેડીઅડોર | ૮૧૪૧૮૬૪૧૪૪ |
| ૧૪૫. | શ્રી કાંતિલાલ રૂમાલભાઈ બામણીયા | મોટીરેલ | ૮૬૮૫૦૦૬૬૨૦ |
| ૧૪૬. | શ્રી રાજુભાઈ તેરસીંગભાઈ તડવી | બાલરોલ | ૯૯૦૯૦૭૬૬૦૧ |
| ૧૪૭. | શ્રી ગેંદાલભાઈ મોતીભાઈ ડામોર (પૂર્વ ધારા સભ્ય) | સંતરામપુર | ૯૪૨૯૮૪૫૯૯૯ |
| ૧૪૮. | શ્રી નિલેશકુમાર મનસુખભાઈ બારીયા | પડલીયા | ૯૬૬૪૮૨૫૫૨૫ |
| ૧૪૯. | શ્રી મગનભાઈ રામાભાઈ મછાર | ગવાડુંગરા | ૯૯૧૩૫૮૦૬૪૩ |
| ૧૫૦. | શ્રી ઈન્દ્રવદનભાઈ નાથુભાઈ તડવી | બાલરોલ | ૯૯૨૪૩૧૨૨૮૧ |
| ૧૫૧. | શ્રી જતીનભાઈ લક્ષ્મણભાઈ તડવી | બાલરોલ | ૯૮૫૮૯૫૫૨૮૧ |
| ૧૫૨. | શ્રી તેરસીંગભાઈ ગલાલભાઈ મછાર | ગવાડુંગરા | ૯૯૧૩૫૮૦૬૪૩ |
| ૧૫૩. | શ્રી વિનોદભાઈ લાલુભાઈ તડવી | બાલરોલ | ૯૯૭૯૩૭૧૧૪૩ |
| ૧૫૪. | શ્રી વેલજીભાઈ સોમાભાઈ તડવી | બાલરોડ | ૫૩૫૯૪૪૨૪૬૨ |
| ૧૫૫. | શ્રી સુકમદાસ ભુંડાભાઈ પરમાર | ભોજેલા | ૯૭૨૭૦૪૦૨૬૫ |
| ૧૫૬. | શ્રી સુરેશભાઈ પારસીંગભાઈ પરમાર | ભોજેલા | ૯૯૦૯૯૩૪૯૨૩ |
| ૧૫૭. | શ્રી અશ્વિનકુમાર ગવજીભાઈ ગણાસવા | લીલવાસર | ૯૬૬૨૭૮૭૭૬૪ |
| ૧૫૮. | શ્રીમતિ નિશાબેન જયદીપસિંહ બામણીયા | મોલી | ૯૦૯૯૦૬૫૯૯૯ |
| ૧૫૯. | શ્રીમતિ શિલ્પાબેન સુકમભાઈ કતીજા | નાનીભુગેડી | ૯૬૮૬૮૪૩૩૧૦ |
| ૧૬૦. | પ્રો. લલીતભાઈ ડી. ચાવડા સાહેબ | નડીયાદ | ૯૯૨૪૪૨૧૫૮૪ |

# સદ્‌ગુરૂ કબીર જ્ઞાન બાલ સંસ્કાર અને સત્સંગ કેન્દ્ર

## જીલ્લા સમિતિ

| અનુ. | તાલુકા | જીલ્લા સભ્યનું નામ | ગામ | મોબાઇલ નંબર |
|---|---|---|---|---|
| ૧. | સંજેલી | મહંતશ્રી સરયુદાસજી સાહેબ | વાંસીયા | ૯૮૭૯૬૮૫૨૩૩ |
| ૨. | ફતેપુરા | સંતશ્રી નિર્મલદાસજી સાહેબ | ભોજેલા | ૯૮૨૪૦૮૩૬૦૩ |
| ૩. | સંતરામપુર | શ્રી મહેન્દ્રભાઇ ગણાસવા | લીલવાસર | ૯૯૭૮૫૮૭૧૪૧ |
| ૪. | લીમખેડા | સંતશ્રી હરીનારાયણ સાહેબ | પસાયતા | ૯૫૧૨૧૬૦૭૫૭ |
| ૫. | ઝાલોદ | શ્રી પ્રેમજીભાઇ રાઠોડ | ઝાલોદ | ૯૪૨૭૬૫૬૪૯૯ |
| ૬. | ધાનપુર | મહંતશ્રી વિમલદાસજી સાહેબ | ગુમલી | ૯૭૧૨૩૯૦૦૭૮ |
| ૭. | દાહોદ | શ્રી મહેશભાઇ બારીયા | દાહોદ | ૯૭૩૭૦૬૫૨૫૫ |
| ૮. | ગોધરા | મહંતશ્રી ગોકુળદાસજી સાહેબ | લાડપુર | ૮૯૮૦૪૧૧૫૧૬ |
| ૯. | મોરવા (હ) | શ્રી ચંદ્રસિંહ બારીયા | તાજુપરી | ૯૪૨૬૪૨૩૭૪૫ |
| ૧૦. | ગરબાડા | શ્રી નારાયણભાઇ સોલંકી | જેસાવાડા | ૮૧૪૦૧૪૬૭૭૭ |
| ૧૧. | રણધીકપુર | મહંતશ્રી ચંદનદાસજી સાહેબ | રણધીકપુર | ૯૪૨૬૭૪૮૯૪૭ |
| ૧૨. | ઘોઘંબા | શ્રી મોહનભાઇ ઝવરાભાઇ પટેલ | રીછવાણી | ૯૪૨૬૭૪૮૯૪૭ |

## તાલુકા સમિતિ

| અનુ. | તાલુકા | જીલ્લા સભ્યનું નામ | ગામ | મોબાઇલ નંબર |
|---|---|---|---|---|
| ૧. | ફતેપુરા | શ્રી તારસીંગભાઇ હાલાભાઇ પારગી | કરમેલ | ૯૫૮૬૬૦૫૮૩૨ |
| ૨. | દે.બારીયા | મહંતશ્રી બાલકદાસજી સાહેબ | કેલીયા | ૯૯૦૯૫૩૪૭૪૧ |
| ૩. | સંતરામપુર | શ્રી અશોકભાઇ બામણીયા | મોટીરેલ (પશ્ચિમ) | ૯૫૮૬૦૬૯૨૯૧ |
| ૪. | લીમખેડા | શ્રી છત્રસિંહ રતનદાસ | અગારા | ૯૭૨૬૩૮૩૬૪૪ |
| ૫. | સંજેલી | શ્રી દલસિંગભાઇ તેજાભાઇ પલાસ | વાસીયા | ૯૭૧૨૦૪૪૩૩૫ |
| ૬. | ઝાલોદ | શ્રી નરસિંહભાઇ એમ. ડાંગી | વરોડ | |
| ૭. | ધાનપુર | સંતશ્રી દયાળદાસજી સાહેબ | વેડ | ૯૦૯૯૧૩૦૬૬૯ |
| ૮. | દાહોદ | ભકતશ્રી વિનોદદાસજી સાહેબ | રાછરડા | ૯૮૯૮૫૩૪૬૨૮ |
| ૯. | ગોધરા | મહંતશ્રી રાજેશ્વરદાસજી સાહેબ | ભામૈયા (પૂર્વ) | ૯૯૯૮૪૮૫૩૧૯ |
| ૧૦. | મોરવા (હ) | મહંતશ્રી મહાવીરદાસજી સાહેબ | રામપુર (ક) | ૯૯૭૯૨૧૮૫૮૪ |
| ૧૧. | ગરબાડા | શ્રી વેચાતભાઇ પરમાર | બોરીયાલા | ૯૬૮૭૪૪૯૫૯૩ |
| ૧૨. | રણધીકપુર | સંતશ્રી પ્રભુદાસ સાહેબ | મોટા આંબલીયા | ૮૨૩૮૫૧૪૪૬૧ |

# જાહેર વિજ્ઞપ્તિ

વયનિવૃત્તિ નિમિત્તે, લગ્ન પ્રસંગ, ભૂમિ પૂજન, વાસ્તુ પૂજન નિમિત્તે આનંદ આરતી કે મલાઉ આરતી નિમિત્તે, ગુરૂ પધરામણી, ભજન–ભોજન ભંડારા જેવા અનેક પ્રસંગોએ "ફૂલ નહીં તો ફૂલની પાંખડી" સ્વરૂપ સદ્‌ગુરૂ કબરી સંદેશ (ત્રિમાસિક પત્રિકા) ને ભેટ–દાન આપી સદ્‌ગુરૂ કબીર વિચાર ધારાના પ્રચાર–પ્રસારને સાહિત્ય સેવામાં મદદરૂપ થવા આપને નમ્ર વિનંતી કરવામાં આવે છે.

**આજીવન સભ્ય જોગ :**

ટ્રસ્ટની વિવિધ સમિતિઓના સભ્યશ્રી હજી પણ આજીવન સભ્ય સભ્ય બન્યા નથી તેઓશ્રીને સદ્‌ગુરૂ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા)ના આજીવન સભ્ય બનવા માટે વિનંતી કરવામાં આવે છે.

**બાકી લવાજમ અંગે :**

આપનું પાછલુ અને વર્ષ ૨૦૨૨ સુધીનું બાકી લવાજમ બેન્કમાં જમા કરાવવા ખાસ વિનંતી છે.

**સદ્‌ગુરૂ કબીર સંદેશ**
**બેન્ક ઓફ બરોડા, ગોદીરોડ, દાહોદ શાખા**
**એકાઉન્ટ નંબર : ૩૩૩૦૦૧૦૦૦૦૦૯૧૪**

પ્રકાશક / તંત્ર / સંપાદક
સદ્‌ગુરૂ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા)

॥ સત્યનામ ॥

## કબીર પંથ સમાજ સેવા ટ્રસ્ટ (પંચમહાલ, મહીસાગર, દાહોદ જિલ્લા)

## દ્વારા

# આભાર પત્ર

॥ સત્યનામ ॥

**કબીર પંથ સમાજ સેવા ટ્રસ્ટ**

(પંચમહાલ–દાહોદ–મહીસાગર જિલ્લા)

**દ્વારા**

**આભાર પત્ર**

**પરમ વંદનીય પ. પૂ. મહંતશ્રી પ્રિતમદાસજી સાહેબ**

**કબીર સમાધિ મંદિર, માંજલપુર, વડોદરા**

કબીર પંથ સમાજ સેવા ટ્રસ્ટ (પંચમહાલ–દાહોદ–મહીસાગર જિલ્લા) દ્વારા પ્રકાશિત સદ્‌ગુરૂ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા)ના મુખ્ય પ્રણેતા પ. પૂ. મહંતશ્રી પ્રિતમદાસજી સાહેબ જેઓના માર્ગદર્શન, સલાહ અને સુચનથી જાન્યુઆરી ૨૦૧૧ થી સદ્‌ગુરૂ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા) શરૂ કરવામાં આવી અને બારમાં વર્ષ ૨૦૨૨ સુધી અંક ૪૫, ૪૬ અને ૪૭ સુધી અવિરત ચાલુ રહી છે.

કેટલીક પ્રતિકૂળતાને ધ્યાને લઇ તેઓશ્રીની આજ્ઞા અને સંમતિથી તેમજ પૂજનીયશ્રીનું માર્ગદર્શન, સલાહ અને સુચન કાયમ મળતુ રહે તેવી અપેક્ષાએ અંક ૪૮ બીજે છપાવવા માટેનો પ્રયત્ન હાથ ધર્યો છે.

અમુક મહાત્માઓ દ્વારા પત્રિકા પ્રકાશન ન થાય તેવું વલણ હતું. આર્થિક અને ધાર્મિક દ્રષ્ટિએ ઘણું બધું સહન કરીને પણ પત્રિકા પ્રકાશન ચાલુ રાખેલ તેથી ટ્રસ્ટ તેઓશ્રીના ઋણી છે અને પૂજનીયશ્રીનો ખૂબખૂબ આભાર માનવામાં આવે છે.

**આપના આભારી**

| | |
|---|---|
| કારોબારી સમિતિ | સદ્‌ગુરૂ કબીર સંદેશ |
| પ્રેરક સમિતિ | પ્રકાશ / સંપાદક / સહસંપાદક |
| માર્ગદર્શક સમિતિ | તંત્રી / સહતંત્રી |
| જિલ્લા તાલુકા સમિતિ | સંપાદક મંડળ, તાલુકા સંયોજક |

વાર્ષિક સભ્ય / આજીવન સભ્ય

**(કબીર પંથ સમાજ સેવા ટ્રસ્ટ)**

|| સત્યનામ ||

# આજીવન સભ્ય

ડો. એલ. એમ. ચંદાણા સાહેબ
અમદાવાદ
મો.૯૯૨૫૪૨૧૧૮૧

મહંતશ્રી રાચંદ્રદાસજી સાહેબ
મોટીરેલ
મો. ૯૯૭૮૯૯૧૪૯૦

અશ્વિનકુમાર ગવજીભાઈ ગણાસવા
લીલવાસર
મો.૯૬૬૨૭૮૭૭૬૪

શ્રી સુખલાલભાઈ ડી. પરમાર
ભોજેલા
મો.૬૩૫૨૬૩૬૯૬૫

શ્રી દેવદત પ્રભુદાસ તાવિયાડ
સંતરામપુર
મો.૬૩૫૦૧૩૮૪૧૧

પ્રો. લલીતભાઈ ડી. ચાવડા સાહેબ
નડીયાદ
મો.૯૯૨૪૪૨૧૫૮૪

## સ્મૃતિ ભેટ માટે ખૂબ ખૂબ આભાર

૧. અંક-૪૮ માટે રૂ.૨૫૦૦૦/- પ. પૂ. મહંતશ્રી સેવાદાસજી સાહેબ - વાંસીયા
૨. અંક-૪૯ માટે રૂ.૨૫૦૦૦/- પ. પૂ. સંતશ્રી નિર્મલદાસજી સાહેબ - ભોજેલા
૩. અંક-૫૦ માટે રૂ.૨૫૦૦૦/- મા. શ્રી પ્રેમજીભાઈ રાઠોડ સાહેબ - ચાકીસણા (ઝાલોદ)

## લવાજમ અંગે

અંક ૪૯ વર્ષ-૨૦૨૩ થી વાર્ષિ લવાજમ રૂ.૧૫૦/- અને આજીવન લવાજમ રૂ.૩૦૦૦/- રહેશે.
(તેરમી વા. સા. સભાના આધારે)

- મહંતશ્રી દયાનંદદાસજી સાહેબ
પ્રકાશક
સદ્‌ગુરૂ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા)